વિચારો કોઈ ચોક્કસ વાદનું સમર્થન નથી કરતા. પરંતુ દુઃખ, ગરીબાઈ, ભૂખમરો, ગુલામી, અસમાનતા ઇત્યાદિનો નાશ કરવા માટે જે વિચારો આજે ફેલાઈ રહ્યા છે તેનું સુંદર મિલન આમાં નજરે પડે છે. અહિંસક યુદ્ધના પ્રકારોરૂપ સાર્વત્રિક હડતાળ, સત્યાગ્રહ, ગ્રામોદ્યોગ, નવા યુગની મિલરચના વગેરે ભલે સુરેખ અને સ્પષ્ટ નથી પણ એમાં આકર્ષણ અને આશા તો રહ્યાં જ છે.

આ પુસ્તકમાં યુદ્ધની કે સમાજરચનાની કોઈ પદ્ધતિ રજૂ નથી થતી પણ સ્વાતંત્ર્યના મૂલભૂત સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવા આછીપાતળી યોજનાઓ અને અંગુલીનિર્દેશ ઠેર ઠેર મળે છે. અમારા મનમાં એમ છે કે આ પુસ્તક સામાન્ય વાચકોને અને રાષ્ટ્રના હિતચિંતકોને આનંદ અને પ્રેરણા આપશે તેમ થોડીક ચર્ચાઓ પણ ઊભી કરાવશે.

વાર્તાના આરંભમાં જ આખી વાર્તાનો ધ્વનિ પડ્યો છે, 'જગતની માલિકી મહેનત કરનારની છે' અને એ સિદ્ધાંતનું સમર્થન કરવા અને એ અધિકારની સ્થાપના કરવા આખી નવલકથાની રચના થઈ છે. નાનકડા ભભલાને બાપના રખોપા નીચે ફૂલતી ફાલતી દરબારી આંબાવાડીમાં જે જ્ઞાન સૂઝે છે, સાચું કહીએ તો સમાજરચનાના પરમ સત્યનું જે કિરણ ફૂટે છે તે કિરણ આખી વાર્તામાં ફેલાઈ ગયું છે. વાર્તાનો પ્રવાહ અત્યંત વેગવાન છે. ભાષા કાઠિયાવાડી પ્રયોગથી ભરપૂર છે પણ એટલી સરલ છે કે ગમે તે સમજી જ શકશે.- લેખકના 'પચાસ વર્ષ પછી-'માં જેવો વેગ છે તેવો જ વેગ આમાં છે. એ પુસ્તક ૧૯૩૧માં સંધિકાળમાં લખાયું હતું એટલે એમાં સ્વતંત્ર ભારતની કલ્પનાથી લેખકનું હૃદય અને મગજ ભરેલાં ધાગતાં હતાં. આ પુસ્તક તો એક યુદ્ધની પછડાટ સહન કર્યા પછી લખાયું છે એટલે

# બીજી આવૃત્તિનું નિવેદન

આજે લગભગ દશ વર્ષ બાદ આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. લેખકે કથાનાયકના પાત્રનો સ્વાભાવિક વિકાસ દર્શાવતા કેટલાંક પ્રકરણો આ વખતે ઉમેર્યાં છે અને પાછળના ભાગમાંથી કેટલાક પ્રકરણો રદ કર્યાં છે. આ ફેરફારથી આખી કથા સળંગ રીતે સુંદર બની છે. ૧૯૪૨ના સ્વાતંત્ર્ય સંગ્રામ પછી અહિંસક યુદ્ધનું વાસ્તવિક ચિત્ર રજૂ કરતી આ કથા વાચકોને પ્રેરક અને રોચક બનશે એવી અમને આશા છે.

સંચાલક

# ૧

સાવરકુંડલાથી પાંચ માઈલ દૂર નાના અને મોટા ઝીંડુકા નામનાં બે ગામ જુનવાણી ભેરુબંધોની માફક ખભે-ખભો અડકાડીને ઊભાં છે. બંને ગામ વચ્ચે મુસાફરોના મનને લોભાવનારું એક ઘટાદાર આંબાવાડિયું છે.

એ આંબાવાડિયામાં આજથી ત્રીશેક વર્ષ પહેલાં ઝીંઝુડાનો કાનિયો કોળી રખોપું કરતો હતો. એનો કૂબો ધરાને કાંઠે એક ઊંચી ભેખડ પર ઊભો હતો. એની ખાટલી એક ઘેઘૂર આંબા નીચે પડી હતી.

ખાટલામાં બેઠો બેઠો કાનો ભાભો ચોરણામાંથી ટોલા વીણીને મારે છે. બાપ–દીકરા વચ્ચે રસભરી છતાં તકરારી ચર્ચા ચાલી રહી છે. ભગો કહે છે: 'આજ તો આમાંથી મારા ભાઈબંધોને કેરીઓ ચખાડવી છે.'

કાનો ભાભો જવાબ વાળે છે: 'પારકી કેરીઓ એમ ન ખવાય.'

ભગો ઉંમરે નાનો છે, પણ બુદ્ધિમાં મોટો છે, કામકાજમાં મોટો છે. ભગાની ચતુરાઈ ચારે ભાઈઓથી ચડી જાય તેવી છે. નાના ભગાને બાપ પ્રેમથી સમજાવી રહ્યો છે: 'બેટા, એક કેરી પણ આમાંથી ન લેવાય.'

'પણ શું કામે ન લેવાય?'

'લેતાં પહેલાં આંબાના ધણીને પૂછવું જોઈએ.'

'આંબાનો ધણી કોણ?'

'દરબાર આપો રામ.'

ભલો ઘડીભર બાપની સામે જોઈ રહ્યો. પછી બોલ્યો: 'આ આંબાના ખાડા કોણે ગાળ્યા ?'

'ગમે તેણે ગાળ્યા; એનું તારે શું કામ છે ?'

'મારે એનું જ કામ છે.'

'મેં ને તારા નાના કાકાએ ને દાદાએ ને બધાએ.'

'એને પાણી કોણે પાયું ?'

'અમે.'

'વાડ કોણે કરી ?'

'હવે તારે એટલું બધું પૂછીને કરવું છે શું ?'

'મારે કામ છે. તમ તમારે ઉત્તર દેતા આવો ને, હમણાં

'અફીણના ઉતારમાં ટાંટિયા હાલે તે આવે ને!'

'તું તો આવું જ બોલવાનો.'

'મારે બોલવું જ નથી ને.' ભમે ટોપલો ઉપાડ્યો.

'ક્યાં લઈ જઈશ?' કાને ઊંચે જોઈને પૂછ્યું.

'દરબારને ઘેર.'

'જો બીજે લઈ ગ્યો તો હાડકાં ભાંગી જશે.'

'હો!'

ભમો જઈને સૂંડલો ઘરમાં મૂકયો. ગામમાથી દોસ્તદારોને તેડી લાવ્યો કેરીઓ ઉઠાવી ધારને રસ્તે ઊપડી ગયો. પાચ ભાઈબંધોએ ટોપલો ખાલી કર્યો. ભમે તો બે–ત્રણ કેરી સૌની સાથે ચાખી. એને ખાવાનો બહુ અભખરો નથી; ખવરાવવામા જ એને મજા પડે છે.

રાતે ટોપલો ભરી આવ્યો અને ફળીનાં છોકરાને વહેચી દીધી. બીજે દિવસે કાનાને ખબર પડી. લાકડી લઈને ઊઠ્યો. 'મારા સાળા, પારકી કેરીઓ કોકને ખવરાવી આવ્યો? ઓવ્યો તારા કાકો જાણશે તો મારી નાખશે.'

ફડ, ફડ, ફડ. ભમાના બરડામા લાકડીઓ પડી. ભમો એક શબ્દ બોલ્યા વગર શાંતિથી સાંખી રહ્યો. બાપ થાક્યો એટલે ત્યાંથી રીસમાં પસાર થઈ ગયો.

*

'તમે તો માણસ છો કે રાક્ષસ? છોકરાને સાવ ટીપી જ નાખ્યો છે.' ભમાની મા બપોરે ભાત દેવા આવી ને કાનો જમવા બેઠો એટલે ઠપકો દેવા માંડી.

ભમો નાનેરો અને વહાલામા વહાલો હતો. ભમાને આંગળી અડાડનારનો હાથ ભાંગી નાંખે અને હાથ અડાડનારનું માથું ભાગી નાંખે એવી શાણીમા હતી. એણે ધણીને ઊધડો લીધો.

કાનો શો ઉત્તર વાળે ? વાળે તો બે વેણ વધારે સાંભળવાં પડે. મૂંગો મૂંગો સાંભળી રહ્યો. છતાં રાણીમાનો વાક્‌પ્રવાહ ચાલુ રહ્યોઃ 'ખબરદાર, આજથી કોઈ દિવસ છોકરા ઉપર હાથ ઉપાડ્યો તો. મૂઓ તારો દરબાર અને મૂઈ એની કેરીઓ. છોકરાને અધમૂઓ કરી નાખ્યો.'

'હવે તો રોજ એક સૂંડો લઈ જાઉં.'

માબાપે ચમકીને પાછળ જોયું. નવી ચોરણી ને નવો કબજો પહેરીને ભલો ઊભો હતો. એનાં લાંબાં ઓડિયાં ડોક ઉપર ઢળતાં હતાં. ભલો કોઈ રાજકુમાર જેવો લાગતો હતો.

માબાપને જોતાંવેંત વહાલ ઊપજી ગયું.

કાનો કહેઃ 'લે ઓરો આવ. હવે કોઈ દી નહિ મારું.'

'મારા સમ ખાઓ.'

'તારા સમ.'

ભલો આવ્યો. માબાપની વચ્ચે બેઠો. કાનાએ મજાની બે કેરી તોડીને ભલાને આપી. ભલે લીધી પણ એકે ય ખાધી નહિ.

'ખાઈ જા. ખાવા આપી છે.'

'કાલે રાત્રે નથુકાકાની પમી અને રાઘવો બે રહી ગયાં એની સારુ રાખી છે.'

'એની સારુ બીજી લઈ જજે.'

ભલે કેરીઓ ખાધી. કાને કહ્યુંઃ 'હવે ચોરીને ન લઈ જઈશ.'

'તમે રાજી થઈને આપો ને મારો નહિ તો શું કરવા ચોરું?'

'આપણા આંબા હોય તો કાંઈ ના પાડું ભલા, બીજું કાંઈ નહિ, ઉપરથી ભગવાન તો જુએ છે ને! એના વાંકમાં આવીએ '.

ખેપાની ભલો ભોળિયા સાચકલા બાપ સામે જોઈ રહ્યો. આજ રાત્રે પણ એક ટોપલો લઈ જવાનો એણે વિચાર કર્યો હતો. બને કેરી ખાઈ, હાથ ધોવાને બહાને એ ઘોઘ પાસે ગયો. અને ત્યાંથી પોબાર ભણી ગયો.

# ૨

નિશાળના મોટા ખંડમાં ઇનામ વહેંચવાનો મેળાવડો ગોઠવાયો હતો. ગામના દરબાર, નગરશેઠ અને બે-ચાર અન્ય સંભાવિત ગૃહસ્થો ખુરશી પર બેઠા છે પરીક્ષકને હાથે ઇનામો અપાવાના હતા

મહેતાજીએ પહેલું નામ પોકાર્યું 'બાલુ કાના!'

ખાખી રંગના કોટ-પાટલૂન અને માથે ભરત ભરેલી ટોપી પહેરેલો નાનકડો ભભો આગળ આવ્યો મોટી તેજસ્વી આંખો પરીક્ષક સામે માંડીને હાથ લંબાવ્યો પુસ્તક લઈ બે હાથે નમન કરી પાછો ફર્યો

પરીક્ષકે મહેતાજીને પૂછ્યું આ કોનો છોકરો?'

'કાનાભાઈનો'

'ગરાસિયા હશે?'

'જી ના' નગરશેઠે કાનમાં કહ્યું 'કોળી છે પણ માણસ બહુ ખાનદાન ને સમજુ છે'

'આ છોકરો આગળ જતાં નામ કાઢશે.'

'હાસ્તો બુદ્ધિ કોઈના બાપની નથી'

મેળાવડો પૂરો થયા બાદ પરીક્ષકે કાનાને મળવા બોલાવ્યો અને કહ્યું 'કાનાભાઈ, તમારો દીકરો હોશિયાર છે એને આગળ ભણાવજો'

'આટલી પાંચ ચોપડી માંડ ભણાવ્યો હવે હું ગરીબ માણસ એકલો કયાં સુધી ઢસરડા કરું?'

કાનો શો ઉત્તર વાળે ? વાળે તો બે વેણ વધારે સાંભળવાં પડે. મૂગો મૂગો સાંભળી રહ્યો. છતાં ગણુમાનો વાક્પ્રવાહ ચાલુ રહ્યો: 'ખબરદાર, આજથી કોઈ દિવસ છોકરા ઉપર હાથ ઉપાડ્યો તો. મૂઓ તારો દરબાર અને મૂઈ એની કેરીઓ. છોકરાને અધમૂઓ કરી નાખ્યો.'

'હવે તો રોજ એક મૂડો લઈ જાઉં.'

માબાપે ચમકીને પાછળ જોયું. નવી ચોરણી ને નવો કબજો પહેરીને ભભો ઊભો હતો. એનાં લાંબાં ઓડિયાં ડોક ઉપર લોતાં હતાં. ભભો કોઈ રાજકુમાર જેવો લાગતો હતો.

માબાપને જોતાંવેંત વહાલ ઊપજી ગયું.

કાનો કહેઃ 'લે ઓરો આવ્ય. હવે કોઈ દી નહિ મારું.'

'મારા સમ ખાઓ.'

'તારા સમ.'

ભભો આવ્યો. માબાપની વચ્ચે બેઠો. કાનાએ મજાની બે કેરી તોડીને ભભાને આપી. ભભે લીધી પણ એકે ય ખાધી નહિ.

'ખાઈ જા. ખાવા આપી છે.'

'કાલે રાત્રે નથુકાકાની પમી અને રાઘવો બે રહી ગયાં એની સારુ રાખી છે.'

'એની સારુ બીજી લઈ જજે.'

ભભે કેરીઓ ખાધી. કાને કહ્યું: 'હવે ચોરીને ન લઈ જઈશ.'

'તમે રાજી થઈને આપો ને મારો નહિ તો શું કરવા ચોરું!'

'આપણા આંબા હોય તો કાંઈ ના પાડું ભભા, બીજું કાંઈ નહિ, ઉપરથી ભગવાન તો જુએ છે ને! એના વાંકમાં આવીએ'..

એપાની ભભો ભોળિયા સાચકલા બાપ સામે જોઈ રહ્યો. આજ રાત્રે પણ એક ટોપલો લઈ જવાનો એણે વિચાર કર્યો હતો. બને કેરી ખાઈ, હાથ ધોવાને બહાને એ ધોધ પાસે ગયો અને ત્યાંથી પોબાર ભણી ગયો.

## ૨

નિશાળના મોટા ખંડમાં ઇનામ વહેંચવાનો મેળાવડો ગોઠવાયો હતો. ગામના દરબાર, નગરશેઠ અને બે-ચાર અન્ય સભાવિત ગૃહસ્થો ખુરશી પર બેઠા છે. પરીક્ષકને હાથે ઇનામો અપાવાનાં હતાં.

મહેતાજીએ પહેલું નામ પોકાર્યું: 'બાલુ કાના!'

ખાખી રંગનાં કોટ-પાટલૂન અને માથે ભરૂત ભરેલી ટોપી પહેરેલો નાનકડો ભભો આગળ આવ્યો. મોટી તેજસ્વી આંખો પરીક્ષક સામે માંડીને હાથ લંબાવ્યો: પુસ્તક લઈ બે હાથે નમન

'તમે તો પસાયતા છો ને ?'

'જી હા સા'બ.'

'ગમે તેમ નભાવો પણ આને ભણાવો.'

'આપણો બાબુભાઈ કુંડલે જવાનો છે.' મહેતાજીએ કહ્યું.

'તો તો ભભલો ય જવાની હઠ કરશે.'

'મોકલો ત્યારે. ભલે પાંચ વરસ ભણે.'

'તમારો દીકરો તો બોર્ડિંગમાં રહેવાનો હશે ?' પરીક્ષકે મહેતાજીને પૂછ્યું.

'ભભલાના મામાનું ત્યાં ઘર છે. એટલે ઈ વાતની ફિકર નથી.' કાનાએ કહ્યું.

'બસ ત્યારે મોકલી દ્યો.'

કાનાએ કબૂલ કર્યું.

ભભાને ખબર પડી કે પોતાને બાબુભાઈ સાથે કુંડલે ભણવા જવાનું છે ત્યારે એના હરખનો પાર ન રહ્યો.

રજાઓ પૂરી થઈ. ઊઘડતી નિશાળે બને ય જણ કુંડલે ગયા અને અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા.

ચાર-પાંચ મહિનામાં ભભાએ ત્યાં પણ પોતાની હોશિયારીથી પહેલો નંબર મેળવી લીધો. રમવામાં તો એ સહેજે સૌનો મુખી બન્યો.

ચાર વરસમાં ચાર ધોરણ પસાર કરી અંગ્રેજી પાંચમા ધોરણમાં એ આવ્યો ત્યાં એના ભાગ્યનું ચક્ર ફર્યું.

ફૂટબૉલ રમવા ગયેલો ત્યાંથી ઘેર આવતાં મોડું થયું. વાળુનો વખત વીત્યો નહોતો છતાં મામીએ આકરું વેણ સંભળાવ્યું: 'અહીં તમારી નાનીનું ઘર નથી તે જ્યારે આવો ત્યારે રોટલા તૈયાર હોય. મોટા ભણવાવાળો થયો છો તો અમને કમાઈને નથી દેવાનો.'

કોઈ કોઈ વાર એની મામી કવેણ કાઢતી પણ સમજુ ભભો ગળી ખાતો. પણ આજે અકારણ કાઢેલાં વેણ આકરાં લાગ્યાં. સ્વમાની ભભો ભાણા પરથી ઊઠી ગયો.

બોર્ડિંગમાં બાબુભાઈ પાસે ગયો. મહેતાજીનો મોટો દીકરો બાબુભાઈ પરગજુ અને લાગણીવાળો હતો. ભભાની વાત સાંભળીને એને દુઃખ થયું. એણે ગૃહપતિને વાત કરી: ' આ મારો મિત્ર છે, એને આપણી બોર્ડિંગમાં ન રાખો ? '

ગૃહપતિએ લાચારી બતાવતાં કહ્યું: ' કોળીને આપણે ત્યાં ન રાખી શકાય. '

' પણ એ મારી સાથે ઓરડીમાં રહેશે ને એને માટે હું રસોડેથી થાળી લેતો આવીશ. એ પૂરી ફી ભરશે. '

' તું હજી નાનો છો, બાબુભાઈ! આપણા સેક્રેટરી ને ટ્રસ્ટીઓ બહુ જુનવાણી છે. દ્રોણ ગુરુ જેવા મહાન આચાર્ય એકલવ્ય જેવા હોશિયાર વિદ્યાર્થીને દાખલ નહોતા કરી શક્યા તો મારું શું ગજું ? '

બાબુભાઈ સમસમી રહ્યા. બીજે દિવસે સવારે ભભાએ ભણતરને રામરામ કર્યા અને ઝીંઝુડાનો રસ્તો લીધો.

કાનો ભાભો તો ભભાને આવેલો જોઈ રાજી થયા. મહેતાજીને દુઃખ થયું. ભભાએ પોતાનો બાપદાદાનો ધંધો હાથ કરવાનો વિચાર કર્યો. એનું નાનકડું મગજ જાણ્યે–અજાણ્યે સમાજની અસમાનતાઓ સામે બંડ પોકારતું હતું. એમાં એની વધતી જતી ઉંમર, વધતી જતી બુદ્ધિએ ઉમેરો કર્યો. રાતદિવસ એ મનમાં ધૂંધવાતો હતો પણ શું કરવું એ એને સૂઝતું ન હતું.

દરબારની ડેલી પાસેથી નીકળે ને એના મનમાં વિચાર આવે: આ અભણિયો દરબાર ગામ આખાનો ધણી કહેવાય છે, ગામ આખાની ઊપજ એને ઘેર ઠલવાય છે. એના છોકરા રૂપાનાં બટન પહેરે છે ને સાંકળિયો ગળામાં ઘાલે છે. એમનામાં એવી કઈ અક્કલ છે ?

નગરશેઠની હવેલી પાસેથી નીકળે છે ને એનું મન પોકારે છે: આ દામજી શેઠ હજી પાંચ વરસ પહેલાં ગામડે ગામડે તેલ-મરચું વેચતો એને ઘેર બે માળનો બંગલો બંધાણો. એના છોકરા ફૂલફટાક થઈને ફરે છે, કાંડે ઘડિયાળો બાંધે છે ને ઘોડે બેસીને ફરવા નીકળે છે. એકે ય છોકરામાં એવી બુદ્ધિ નથી. કુંડલે ભણ્યો ત્યારે મારી નોટમાં જોઈને દાખલા ગણતો નસીબની બલિહારી છે. નસીબ શેના, લખમીને માન છે. પૈસાને મલક પૂજે છે. કોઈ સામું ન જોતું એને ' ભાઈ ! ભાઈ !' કરે છે.

કોઈ પણ રીતે ' માયાવાળા ' થવાનો કીમિયો ભજો ગોતવા લાગ્યો. પણ કીમિયો એમ ઝટ હાથ કેમ લાગે ?

વરસો વીતવા લાગ્યાં.

*

ભજો જુવાન થયો. ભજાને એના બાપે પરણાવ્યો. ભજો જુદો થયો. ભજાને ઠામ-વાસણ, પથારી-પાગરણ, ઉપરાંત રોકડા રૂપિયા પચાસ ભાગમાં આવ્યા. રહેવાનું ઘર મળ્યું.

નવા જીવનની શરૂઆતમાં જ ભજાની વહુના એક મેણાથી ભજાએ જુદા માર્ગે પોતાનું નાવ હંકારી મેલ્યું. એમાં એને મનની મૂંઝવણ મટી ગઈ હોય એમ ઘડીભર લાગ્યું. એમાં એને માનપાન, માયામૂડી, સુખસંપત્તિ મેળવવાનો કીમિયો દેખાયો.

ભજો નાનપણમાં કોડીઓ ને પાઈ પૈસા માંડી જુગાર રમતો. ભણવા લાગ્યો પછી વાર-તહેવારે રમતો. પરણ્યા પછી એ લત વધી. બીમ-અગિયારશ આવી ને ભજો કુંડલે ઊપડ્યો. દર અગિયારશે પાંચ રૂપિયા લઈ જતો. આ વખતે પચાસ રૂપિયા ઉપાડ્યા. વહુને વાત સુદ્ધાં ન કરી.

કુંડલામાં અલકમલકના અઠંગ જુગારી આવેલા. જુગારી-

એમાં ભભો માનીતો હતો. આજે એનું ખિસ્સું તર હતું. એક પડેલ ખંડિયેરમાં ત્રણ જણ રમવા બેઠા.

કોણ જાણે કેમ રોજ જીતવાવાળો ભભો આજ હારવા માંડ્યો. જેમ જેમ હારતો ગયો તેમ તેમ વધુ માંડતો ગયો. જોતજોતામાં બધા રૂપિયા હારી બેઠો. એક પાઈ પણ પાસે ન રહી. છેવટ ગંજીપો પણ મૂકયો.

રાતે ધર્મશાળાને ઓટલે સૂઈ રહ્યો પણ એને ઊંઘ ન આવી. હાર્યો એનું કાંઈ નથી પણ રહી રહીને વિચાર આવે છે કે રૂડકી પૂછશે તો એનો ઉત્તર શો દઈશ ?

સવારના પહોરમાં ઝીંઝુડે પહોંચ્યો. જોતાંવેંત રૂડીએ પૂછ્યું: 'કેમ મોઢું પડી ગયું છે ?'

'બધા રૂપિયા હારી આવ્યો'

'હઠ ભૂંડા, કોળીનો દીકરો થઈને જુગારમા હાર્યો ?'

બસ ભભાને ચાટી ગઈ. ઉંબરો ચડ્યા વિના પાછો વળી ગયો. રૂડી સાદ મારતી રહી: 'અલ્યા, રોટલો તો ખાતો જા.'

પણ ભભો પાછો વળે ? એ તો ગયો.

## ૬

મોલડીના મેધા પટેલના ઘરમાંથી રૂપિયા આકસોનો દાગીનો ઉપાડીને ભમો સરકી ગયો. સવારે પટેલ જાગીને જુએ તે પહેલાં તો ભમો પંદર ગાઉ નીકળી ગયો હતો.

જૂનાગઢની બજારમાં ભમે ઘરેણાનું રોકડ કર્યું. ભમો પાછો વળ્યો. દેવળિયા ગામને પાદરથી નીકળ્યો ત્યાં બ્રાહ્મણોનો એક સામટો અવાજ સાંભળ્યો. ભમો થંભી ગયો. એ રાજપૂત-વેશમાં હતોઃ પગમાં રૂપેરી તોડો, ભેટમાં તલવાર અને માથે સોનેરી શેલું. ગામમાં જઈને જુએ તો દરબાર 'જગન ' કરાવે છે. ભમો રાજગઢ પાસે આવ્યો. એની રાંગમાં મેંદરડાના જમાદાર પાસેથી રૂપિયા દોઢસોમાં લીધેલી અસલ સોરઠી ઘોડી શોભી રહી હતી. દેવળિયાના દરબાર મહેમાનને આવતા જોઈને ઊભા થયા. સામે ચાલીને આવકાર દીધો. બેસાડીને ઓળખાણ પૂછ્યું. ભમે ઓળખાણ આપ્યું: ' હું વાંકાનેરનો ભાયાત છું. ચોટીલા પાસે ચાર ગામ સુવાંગ અને

યજ્ઞ કરનાર બ્રાહ્મણો ત્રાંસી નજરે આ તરફ જોઈ રહ્યા માલ-સિંહજી એ નજરનો મર્મ પારખી ગયા. પચીસેક બ્રાહ્મણોને એમણે બ્રહ્મભોજન કરાવ્યું. ઉપર રૂપિયો રૂપિયો દક્ષિણા દીધી. બહુ આગ્રહ કરવા છતાં દરબાર રોકાયા નહિ. ગતોરાત ચાલી નીકળ્યા.

કુંડલા અને ઝીંઝુડાના મધ્યભાગમાં ઊભેલો જાબુડો જાણે ભભાની વાટ જોતો હોય તેમ ભભાને આવતો જોઇને ઝૂકી પડચો. ભભો ત્યાં વિસામો ખાવા બેઠો. ભેટમાંથી તલવાર કાઢી. માથેથી શેલું ઉતાર્યું. કેડેથી રૂપિયાની વાંસળી છોડી. રૂપિયા ગણ્યા ત્યા માથે હાથ દઇને ઊંડા વિચારમાં પડી ગયો.

જૂનાગઢની બજારમાંથી રૂપિયા પાંચસો લઈને એ દરડે ગયો હતો. પણ ઘોડી, પોશાક, બ્રહ્મભોજન, દક્ષિણા વગેરેમાં પૈસા કયાં ઊડી ગયા તેની ખબર ન રહી ગણતાં ફક્ત સવાસો રૂપિયા રહેલા. પણ ભભો મૂઝાયો નહિ. મનમાં ગાંઠ વાળી કે આટલા રૂપિયાથી રૂડી રાણી થઈ જશે અને બે મહિનામા બીજા પાંચસો લાવી આપીશ.

ભભાને રૂપિયાનું ઝાડ હાથ લાગી ગયું હતું અને એને ખંખેરવાનો કીમિયો પણ જડી ગયો હતો.

ભભો વાસળીમાં રૂપિયા ભરે છે ત્યાં એક ગરીબ બ્રાહ્મણ સામે આવીને ઊભો રહ્યો બ્રાહ્મણે ભભાને ચાંદલો કર્યો. કરગરીને કહ્યું: 'બાપાની જે થાઓ'

ભભાએ ઊંચે જોયુ. મા'રાજે આગળ ચલાવ્યુ: 'બાપા, તુ સતવાદિયો રજપૂત લાગછ દીકરાને જનોઈ દેવી છે ક્ષત્રીનો પુત્ર બ્રાહ્મણનું દુ:ખ નહિ ટાળે તો કોણ ટાળશે?'

'જનોઈમાં કેટલુ ખર્ચ થાય મા'રાજ!'

'મારા બાપ, પચીસ રૂપિયા'

'લ્યો ઉપાડો.' કહીને ભભે પચીસ રૂપિયા ગણી દીધા.

પણ બ્રાહ્મણે રૂપિયાને હાથ ન લગાડચો. એ તો કહે. 'મારે

રૂપિયાને હાથ લગાડવો નથી. દ્રવ્ય હાથનો મેલ છે. લક્ષ્મીનો સ્પર્શ થતાં સરસ્વતી રિસાઈ જાય. તું આવીને બ્રહ્મભોજન કરાવી જા. અને દીકરીનાં લગ્ન છે એમાં કન્યાદાન દઈ જા.'

'કન્યાદાન ?'

'હા રાજા. તારા જેવાને હાથે કન્યાદાન અપાય તો દીકરીનાં ભવના દુઃખ ટળી જાય.'

'લગ્ન ક્યારે છે ?'

'લગ્ન આજ રાતે અને જનોઈ કાલ સવારે.'

'ચાલો ત્યારે.' ભમ્મો ઊઠયો.

'જે થાઓ સતવાદીની.' બ્રાહ્મણ હરખભેર આગળ ચાલ્યો.

કન્યાદાન દઈ, જનોઈનું બ્રહ્મભોજન કરાવી ભમ્મો ઝીંઝુડાને માર્ગે વળ્યો ત્યારે એના ખિસ્સામાં માત્ર બાર રૂપિયા રહ્યા.

'રૂડકીને શો જવાબ દઈશ ?' એ વિચારે ભમ્મો વળી મૂંઝાયો. પણ એનું મગજ કંઈક બોલી ઊઠયું. પળવારમાં મૂંઝવણ ટળી ગઈ. ઝીંઝુડાનો કેડો મૂકી સીધો ગાધકડાને રસ્તે ઊપડ્યો.

ઝીંઝુડાથી ત્રણ ગાઉ દૂર જૂનાગઢનું ગાધકડા ગામ છે. મધરાતે નગરશેઠની દુકાન તોડીને ભમ્મે ધા માર્યો. પ્રાગડના દોરા ન ફૂટયા ત્યાં ઝીંઝુડાના ઝાંપામાં દાખલ થઈ ગયો.

આખી રાતે વાટ જોઈ જોઈને રૂડીની આંખ પાછલી રાતે જરાક મળી ત્યાં બારણે ટકોરા પડ્યા. એ સફાળી બેઠી થઈ ગઈ. બારણું ઉઘાડ્યું. ભમ્માને જોઈને ઘડીક તો બાઘી જ બની ગઈ.

હજી ઊંઘમાં હોય તેમ રૂડી ભમ્મા સામે ટગર ટગર જોઈ જ રહી. એને તો આ સ્વપ્નું લાગે છે.

સવાર થતાં સુધી બંને જણાંએ વાત કર્યા કરી. ભમ્મે બધી વાત પહેલેથી માંડીને કહી દેખાડી. રૂડીને થયું: ભમ્મો કોઈ સાધારણ માણસ નથી. દાનની વાત સાંભળીને તો એ પૂછી જ રહી: 'હેં 'ભમ્મા ! આટલા બધા પૈસા વાવરી નાંખતાં તારો જીવ શે હાલ્યો !'

૪

અજવાળી રાતે લીમડાની ઘટા નીચે, વિશાળ ફળિયામાં મહેતાજી સાહેબ અને તેમના બાળબચ્ચાં બેઠાં છે. કોળી-વાડને નાકે નિશાળ અને નિશાળની પછીતે ભભાનું ઘર.

માસ્તર સાહેબને ભભા વિના ન રહે અને ભભાને માસ્તર સા'બ વિના ન રહે ભભો આવીને બેઠો. છોકરાં ભભાભાઈ ફરતાં વીંટળાઈ વળ્યાં. ભભે અલકમલકની વાતો કરી. નાનપણમાં કરેલાં પરાક્રમોની વાતો કરી. પછી ઊઠ્યો. ઊઠતા ઊઠતા કહેતો ગયોઃ 'લ્યો સા'બ રામરામ, કાલ સવારે અમારા નાના માસ્તરને તલ ખાવા મોકલજો. કાલ સંક્રાંત છે એટલે સદાવ્રત ખોલવું છે. અને છોકરાંને રાજી કરવાં છે.'

ભભો ગયો. મહેતાજી સાહેબે મોડી રાત સુધી ભભાની વાતો કર્યા કરી. છોકરાં ભભાનાં સ્વપ્નામાં ઢળી પડ્યા.

બીજે દિવસે સાચેસાચ ભભે સદાવ્રત ખોલ્યુ. સાધુ, બ્રાહ્મણ, અનાથ, અપંગ, લૂલાં–પાંગળાં હરકોઈને ભભો બે હાથે આપવા માંડ્યો. સાંજ સુધીમાં ત્રણ ગૂણ ખાલી કરી. ભભાનાં ચોમેર વખાણ થઈ ગયાં. કાના ભાભાની છાતી ફૂલી. ગામના દરબારો બળી બળીને બેઠા થઈ ગયા. મનમાં બબડ્યાઃ 'મારું બેટું કોળું ફાટ્યું.' ભભાના દાને દરબારો ઝાંખા પડ્યા.

રાતે એ જ ફળીમાં, એ જ મહેતાજી અને એ જ બાળ-બચ્ચાં ભભાની વાટ જોતાં બેઠાં. ભભાભાઈ વખતસર આવી પહોચ્યા.

'આજ તો હદ કરી ભભા!' મહેતાજીએ ભભાને ચડાવ્યો.

'એમાં શું સા'બ!'

'એમ હોય! આ જમાનામાં એટલું કોઈથી થતું નથી.'

'પણ મારે ક્યાં કમાવા જવું પડે છે?'

'કમાણા વગર ક્યાંથી આવે ભભાભાઈ?' ભભાનો પ્રિય મિત્ર નાનો માસ્તર બોલ્યો.

'પૂછો બાપાને.'

'હેં બાપા! મહેનત કર્યા વિના ક્યાંથી આવે?'

'હું કરું એના કરતાં ભભાભાઈ જ વાત કરશે. ભભા, કાલ-ની વાત કરી દેખાડ.' છોકરાં એકકાન થયાં. ભભાની વાત લાંબી ન હતી. સાહસવાળી હતી પણ નવીન ન હતી. છતાં રસિક હતી, ગંભીર હતી.

'કાલે રાતે ગાધકડે ગયો. બારનો અમલ થયો. તલકાની દુકાન-માં ઘા માર્યો. ત્રણ ગૂણ ત્રણ જણા ઉપાડી આવ્યા. સંક્રાંતિનું સદા-વ્રત એમાંથી નીકળી ગયું. વાત પૂરી થઈ. ખાધુંપીધું ને રાજ કર્યું.

'પંડમાં તે કેટલુંક જોઈએ? દાનપૂન કર્યું હોય તો પરલોક-નું ભાતું થાય.'

'તો પછી તમે જુગાર શું કામે રમો છો?'

'બાપાને પૂછ.'

'હેં બાપા, શું કામે રમે છે?'

'જુગારમાં જીતે છે એમાંથી એક અન્નક્ષેત્ર ચલાવે છે. કુંડલા-ની પાઠશાળામાં અને બીલેશ્વરની જગ્યામાં છૂટે હાથે પૈસા આપે છે. વારતહેવાર બ્રહ્મભોજન અને દક્ષિણા આપે છે.'

'ભભાભાઈ કરણ દાનેશ્વરીથી ચડી જાય કેમ બાપા?'

'કરણને કોણે જોયો છે? આ તો નજર સામે દેખીએ છીએ.'

ભભો બીડી ફૂંકતો સાંભળ્યા કરે છે. માસ્તર સાહેબ ભભા-ના દાનની કથા કરતા થાકતા નથી.

છેવટે ભભે કહ્યું: 'લ્યો સા'બ, રજા લેશું.'

'ના ભભાભાઈ, ઘડીક બેસો. તમારી વાતો અમને બહુ ગમે છે. ઓલી નાનપણમાં કેરીઓ ખવરાવી'તી એની વાત કરો.'

'હવે બાપા કરશે. બાપા બધું જાણે છે.' ભભો ઊઠ્યો. બધાં સામે જોઈ રહ્યાં. સૌને મન ભભો કરણથી ચડિયાતો હતો.

*

માસ્તર સાહેબનો મોટો દીકરો બાબુભાઈ મુંબઈની કૉલેજમાં ભણતો હતો. તે રજામાં ઘેર આવ્યો. મહાત્મા ગાંધીની ચળવળમાં એ ભળ્યો હતો. પહેલાં એ કાળી બેંગલોર કેપ પહેરતો એને બદલે ભરતવાળી ટોપી પહેરી લાવ્યો હતો.

ભભાને ખબર પડી તેવો જ દોડ્યો આવ્યો. 'બાબુભાઈ, ક્યારે આવ્યા?' કહેતો ઘરમાં આવ્યો. ટોપી જોઈને કહે: 'આ શું? તમે ય ગાંધી મહાત્મામાં ભળ્યા કે શું?'

'ભભાભાઈ, તમને વાત કરું તો તમે યે એ મતમાં આવો.'

'શું કહો છો ?' ભભો પકાઈમાં ઝીણી આંખે જોઈ રહ્યો અને અર્ધું મશ્કરીમાં બોલ્યોઃ 'કહે છે મહાત્મા છે સંપતવાળો.'

બાબુભાઈએ ગાંધીજીની ચળવળની વાત કરી દેખાડી. ભભો સાંભળી રહ્યો. આખરે બોલ્યોઃ 'પણ આણીકોર તો એટલું બધું નથી.'

'નથી કેમ, કુંડલામાં એકાંતરા સભાઓ થાય છે. સેવામંડળવાળાઓએ ચળવળ ઉપાડી છે.'

'એમ, ત્યારે આ વખતે કુંડલે જાઉં ત્યારે વાત.'

'પરમ દિવસ મારી સાથે આવજો. જલિયાંવાલા-દિન છે. મોટું સરઘસ નીકળશે. સભા થશે. બધા ઉપવાસ કરશે.'

'અપવાસ શું કામે ?'

બાબુભાઈએ જલિયાંવાલાની વાત કરી. ભભાનાં રૂવાડાં બેઠાં થઈ ગયાં. એકદમ ઘણી ઊંડયો. પછી ધીરા પડી જઈને બોલ્યોઃ 'માળું, આવી તો ખબર જ નહિ.'

*

નગરશેઠને મેડે પચાસ-સાઠ ગૃહસ્થો મળ્યા છે. રાતી પાઘડીઓને બદલે સફેદ ટોપીઓ છે. અંગરખાને બદલે લાંબા ઝભ્ભા ચડાવ્યા છે. ધોળાં લૂગડાં પહેરીને સૌ ઊજળા દેખાય છે.

જલિયાંવાલા-દિન ખાદી ખરીદીને ઊજવવાનું નક્કી થતાં સૌ ખાદી ખરીદવા લાગ્યા. નગરશેઠે એકાવનની લીધી. પ્રેમચંદ શેઠે પાંત્રીશની લીધી. નાનચંદ શેઠે પચીસની, એમ ચાલ્યું એવામાં છેક દાદર પાસે સૌનાં પગરખાં આગળ બેઠેલો ભભો બોલી ઊઠયોઃ 'સો રૂપિયાની આપણે લેશું.'

બધાની નજર એની સામે ગઈઃ લહેરિયા ભાતનો આસમાની સાફો, સાચી અટલસનું જાકીટ અને સોનેરી બુતાનવાળો ભભો ગંભીરપણે બેઠો હતો.

નગરશેઠે પૂછ્યું: 'કોણ છે એ ભાઈ ?'

'ઝીંઝુડાના રહીશ છે.' બાબુભાઈએ કહ્યું.

'દરબાર તમારું નામ ?' શેઠે પૂછ્યું.

'મારું નામ બાલસિંહ.'

'તમે ખાદીને શું કરશો ?'

'પહેરશું.'

'પૈસા પહેલા આપવા પડશે.' પ્રેમચંદ શેઠે ચોખવટ કરી.

બન્ને પાકીટ કાઢ્યું; દસ દસની દસ નોટો કાઢી આપી.

બપોરે ખાદીનાં પોટલાં છૂટયાં. બન્ને મનપસંદ ખાદી ખરીદી. બાબુભાઈ માટે પણ લીધી. પોતાને માટે ઝીણામાં ઝીણી અને ફેશનેબલ ગણાય તેવી લીધી. બેન તથા વહુ માટે સાડી તથા ઘાઘરા-પોલકાનો બર લીધો. મજૂર પાસે ઉપડાવીને ઝીંઝુડે ચાલ્યો.

# ૫

બંને જણ રસ્તે પડ્યા. થોડું ચાલ્યા પછી બાબુભાઈએ કહ્યું: ‘ભગાભાઈ, તમે આગળ ભણ્યા નહીં એ ભૂલ કરી.’

‘મને પણ એ વાતનો પસ્તાવો થાય છે.’ ભગાએ દુઃખનો ઊંડો શ્વાસ લેતાં જવાબ વાળ્યો. ‘...તો તો આજે તમારી સાથે મુંબઈની કૉલેજમાં ભણતો હોત.’

‘કૉલેજના ભણતરનો મને મોહ નથી.’

‘ત્યારે?’

‘તમારી બુદ્ધિ સીધે માર્ગે વળત અને તમે લોકોનું વધારે ભલું કરી શકત.’

‘હવે શું થાય?’

‘હજી તમે સારાં સારાં પુસ્તકો વાંચો અને સારા માણસો-ના સહવાસમાં રહો તો ફેર પડી જાય.’

'હોય નહિ ?' ભભાને નવીન આશા પ્રગટી હોય તેમ એ ચમક્યો. એના મનમા થયુ જો ચમારનો દીકરો રશિયા જેવા મુલકનો આગેવાન બની શકે તો કોળીનો દીકરો શા માટે નહીં ? એણે કહ્યુ 'બાબુભાઈ, હવે નિશાળમા ભણાય એમ તો નથી પણ મને એવા પુસ્તકો વાચવા આપો અને સમજણ પાડતા જાઓ.'

'જરૂર તમને એ વાચીને નવે અવતાર આવ્યા જેવુ લાગશે'

ઉતાવળે ચાલતા બંને ઘર તરફ આગળ વધ્યા

ઘેર પહોચીને બીજે જ દિવસથી ભભાએ બાબુભાઈ સાથે પુસ્તકો વાચવાનું શરૂ કર્યું

નવી નવી ચોપડીઓ ભભો કુંડનાના પુસ્તકાલયમાથી લાવીને વાચવા લાગ્યો અધરાત સુધી પથારીમા પડ્યો વાચ્યા કરે સભા-સરઘસમા તો એ અચૂક જઈ પહોચે

ભભો મનમા વિચારતો હતો હું ખાદી પહેરુ છુ રેંટિયો કાંતતા ય જેવુતેવુ શીખ્યો છુ સભા–સરઘસમા જાઉ છુ હવે જરાક જીભ છૂટી થાય તો ભાષણો ય આપુ ફંડ-ફાળામા ગજા-સ પત રકમ તો ભરુ જ છુ '

ભભાની સમજણ પ્રમાણે ચળવળ એટલે ચોપડીઓ વાચવી, ખાદીના ઊજળા કપડા પહેરવા, સભાઓમા ભાષણો કરવા ને ફાળામા પૈસા ભરવા સારા ભાષણ કરે ને ફડમા વધુ પૈસા ભરે એ ચળવળનો આગેવાન ગણાય ભભાને પોતાનામા હવે એક જ વાતની ખામી લાગતી હતી અને તે જીભ છૂટી થવાની ! ભભાના મનમા વિચારો આવતા 'ભલે હુ વકીલ-બારિસ્ટર થયો નથી. દાકતરની જેમ ગળામા ભૂંગળી નાખી કોટ-પાટલૂન પહેરી માણસ ની નાડ તપાસતો નથી પણ એ વકીલ અને દાકતરો કરતા હું ધારુ તો સારુ ભાષણ કરી શકુ એ માણસોને લડાવીને અને

મારા પાડીને કમાય છે એના કરતાં હું વધારે ફાળો આપી શકું, અને કેટલાય ગામની જમીન દબાવીને બેઠેલા શાહુકારો કરતાં મારી બુદ્ધિ વધારે ચાલે છે એમને તો હુ કમાણીમાં ને ભાષણ-મા બધી રીતે લગી જાઉં.'

આમ કરતા રજાઓ પૂરી થઈ ને બાબુભાઈએ મુંબઈ જવા બિસ્તરા બાંધ્યા. ભભો કુડલા સુધી વળાવવા ગયો ગાડી ઊપડતી વખતે ભભાએ કહ્યું: 'કોઈ વાર મુબઈ તરફ નીકળી આવુ તો મળશુ તમે કોઈ સારી ચોપડી મળે તો મને તરત મોકલી દેજો. અને 'નવજીવન'ના ગ્રાહક તરીકે નામ નોધાવી દેજો. પત્ર લખતા રહેજો '

બાબુભાઈએ હાથ જોડયા. ગાડી ચાલતી થઈ

## ૬

ઉરબ્બા ચોરણી, લાબુ અચકન, ભૂરું ગરમ જાકીટ, વચ્ચે સેંથો પાડીને ઓળેલ ઓડિયા, ઉપર ઘડી પાડીને મૂકેલી ઊજળા દૂધ જેવી ગાંધી ટોપી અલ્લાબાદનો અમીર આવે તેમ ભભો આવ્યો.

સભામા ઊચે આસને બેઠેલા નગરશેઠની નજર ગઈ. એમણે સ્વયંસેવક દોડાવ્યો સ્વયસેવકે જઈ નમસ્કાર કર્યા વિવેકથી વ્યાસપીઠ ઉપર લઈ આવ્યો. શેઠે,સહેજ હસીને આવકાર દીધો 'આવો, 'ઉપર આવો.' ભભો એક છેડા ઉપર સકોચથી બેઠો.

સાવરકુંડલામાં ભાગ્યે જ મળે એવી જંગી સભા મળી હતી. સભામા રાજકોટ, અમરેલી, ભાવનગર, વઢવાણથી ખાસ આગેવાન લોકનાયકોને બોલાવવામા આવ્યા હતા. સૌ ભભા સામે ત્રાંસી નજરે જોવા લાગ્યા. શેઠે ભભાની ઓળખાણ કરાવી: 'અમારા પાડોશી છે. બાજુના ઝીંઝુડા ગામે રહે છે. સખીદિલ આદમી છે. જાતના કોળી છે. પણ સમજુ અને ઉદાર છે.'

'એમ ?' બહારના એક–બે આગેવાનોએ પોતાની ખાસ ઢબે આંખો ઊચી કરી અને માથા નીચે નમાવ્યા 'સારુ. બાપુની પ્રતિભા કેવા કેવા માણસોને આકર્ષે છે!'

સભા શરૂ થઈ. ભાષણો શરૂ થયા. એક પછી એક વક્તાઓ એક એકથી ચઢિયાતાં ભાષણ કર્યા. લોકોની લાગણી હલી ઊઠી. ગરીબો તરફ સહાનુભૂતિ ખેચાઈ. રેંટિયો અને ખાદી સ્વરાજનાં અજોડ સાધન છે, એની સૌને ખાતરી થઈ. અને કુંડલામાં એક નમૂનેદાર ખાદીભંડાર ખોલવાનો ઠરાવ થયો.

ભંડાર માટે રૂપિયા ત્રણ હજાર જોઈએ. એક સમિતિ નિમાઈ. સભામાં જ રકમો નોંધવાનું શરૂ થયું. શેઠે ધીમે રહીને મંત્રીના કાનમાં ફૂંક મારી: ' પહેલી રકમ ભભલાની. '

મંત્રી મહાસુખભાઈ નજીક આવ્યા. અને ભભાને પૂછ્યું: ' કહો ભભાભાઈ, આપ શું નોંધાવશો ? આપનાથી શુભ શરૂઆત કરીએ. કેમ શેઠ, બરાબર ને ! '

પણ ભભો દુનિયા આખીને ઘોળાને પી ગયો હતો. એ સમજી ગયો. એણે વિવેકથી કહ્યું: ' આપ મોટેરા પહેલાં નોંધાવો. મહાજન પહેલાં અમારું કોળીભાઈનું નામ ન શોભે. '

શેઠે ઘણી રકઝક કરી પણ ભભો એક ટળી બે ન થયો. આખરે નછૂટકે શેઠે એકસોએક નોંધાવ્યા. ફાળો ચાલ્યો. વ્યાસપીઠ પર બેઠેલા મુખ્ય મુખ્ય જણ આવી ગયા. પછી મંત્રી ભભા તરફ ફર્યા: ' બોલો ભભાભાઈ હવે. '

' કરો સરવાળો, કેટલા થયા ? '

' એક હજાર નવસો પચીસ. '

' ત્રણ હજારમાં કેટલા બાકી ? '

' એક હજાર ને પોણોસો. '

' ત્યારે એટલા આપણા લખી લ્યો. '

બહારના ગૃહસ્થો ભભા સામે જોઈ રહ્યા. ભભાના ચહેરા પર ગર્વ કે અભિમાન ન હતાં. મંત્રીએ સભામાં ફાળાની જાહેરાત કરી: ' એક હજાર નવસો પચીસ કુંડલાના અને એક હજાર પોણોસો ઝીંઝુડાવાળા દાનવીર ભભાભાઈના. '

' મહાત્મા ગાંધી કી જય 'ના અવાજ સાથે સભા વીખરાઈ.

ભભો રૂપિયા હજારની જોગવાઈ કરવા ઝીંઝુડે ન જતાં સીધો અમરેલીને માર્ગે ચાલી નીકળ્યો.

## ૭

પરિષદના મંડપમાંથી ભભાભાઈ બહાર નીકળ્યા ત્યારે સ્વયં-સેવકોએ એમને બે હાથ જોડીને નમસ્કાર કર્યાં. ભભાભાઈ ટટ્ટાર ડોક રાખી, છાતી કાઢીને ચાલ્યા જતા હતા. એમાં એક સ્વયંસેવકે આવીને કહ્યું: 'આપને પ્રીતમરાયભાઈ બોલાવે છે.'

'કોને મને?' સગર્વ ભભાભાઈ બોલી ઊઠ્યા.

પ્રીતમરાય કાઠિયાવાડના મૂંગા અને એકનિષ્ઠ લોકસેવક હતા. ભલભલા આગેવાનો એમના પ્રત્યે પૂજ્ય ભાવ રાખતા હતા. નાની ગવટીમાં બેઠા એ રેંટિયો ચલાવતા હતા. ભભાભાઈનું ઊંચું શરીર રાવટીમા દાખલ થયું ત્યારે તેમણે ઊંચે જોયું. બેઠા બેઠા હસીને આવકાર આપ્યો.

ભભાભાઈના ચહેરા પર સહેજ ગ્લાનિ અને રોષ જણાયાં. છેલ્લાં ત્રણ વર્ષમા એ જાણીતા થયા હતા. કેટલાક આગેવાનો તેમને માન આપતા. પોતે પણ એક આગેવાન છે એવી માન્યતા ભભાભાઈના મનમા રૂઢ થતી જતી હતી. આથી પોતાને ધારેલું માન ન મળ્યાનો રોષ અને વિશાદ દબાવીને એ દાખલ થયા છતાં અવાજમાં તેનો પડઘો પડ્યો. જરૂર કરતાં વધારે મોટા અવાજે એમણે તોછડાઈથી પૂછ્યું: 'મને તમે બોલાવ્યો?'

'જી હા' વિનયી સત્યાગ્રહી બોલ્યો. 'મારે આપની સાથે થોડી વાત કરવી છે.'

'ઘણી ખુશીથી.' કહીને સામે પડેલા આસન પર ભભાભાઈ બેઠા. સ્વયંસેવક જઈને દરવાજે ઊભો.

'આપ તો કુકલાના, નહિ ?'
'કુકલા પાસે ઝીંઝુડાનો '
આપ રજપૂત છો ?'
'જી ના, કાઠી '
'ગરાસદાર હશો '
'થોડો ગરાસ છે '
વરસે કેટલી આવક હશે ?'

'ચોક્કસ આવક નહિ.' તદ્દન ગપ મારતા ભભાભાઈની ઉમ્મર ન ઊપડી આ નવા પ્રશ્નો શા માટે પુછાય છે તે પણ એના ખ્યાલમાં ન આવ્યું એણે કલ્પના કરી કે કાઇક ફાળામાં રકમ નોંધાવવી હશે. ત્યાં બીજો પ્રશ્ન આવ્યો 'આપના દાન મોટી રકમના હોય છે એટલે આવક સારી હોવી જોઈએ '

'ઠીક ભાના, બે પાસા સરખા થઈ રહે આવે એટલું ખરચાય.' હસીને ભભાભાઈ બોલ્યા

'કેટલી જમીન હશે ?' ફરી સવાલ આવ્યો
'પાચસો વીધા '

પ્રીતમરાયે ઊંચે જોયું ભભાભાઈએ નીચે જોયું

'તમે મને ખરી જ હકીકત કહેતા હશો એમ માનું છું' ગભીરતાથી પ્રીતમરાય બોલ્યા 'મારી પાસે કેટલીક વાતો આવી છે તેથી પૂછું છું '

'શી વાતો ?'

'કે ભભાભાઈ શ્રીમત નથી, જમીનદાર નથી પણ મોટા ચોર છે ' નીડરતાથી સત બોલી ભભાભાઈ સાભળી રહ્યા બીજો કોઈ આવું બોલ્યો હોય તો ચપ્પડ ખાય પણ આ માણસે ભભાભાઈને આંજી નાખ્યા હતા.

ભભે સીધો જવાબ દીધોઃ 'હા, હું ચોરીનો ધંધો કરું છું પણ હું એને ચોરી ગણતો નથી.'

'કેમ, ચોરી તો ખરી જ.'

'બિલકુલ નહિ. જેની પાસે વધારેપડતું છે તેની પાસેથી લઈ જેની પાસે કંઈ નથી તેને વહેંચી દેવું એમાં શું ખોટું છે?'

'એ નીતિથી વિરુદ્ધ ગણાય.'

'નીતિ?' ભભાભાઈ ઊકળી ઊઠયા. 'જવા દો ને મારા સાહેબ, આ બધા દાનેશ્વરીઓમાં ક્યાં અને કેટલી નીતિ છે એ હું જાણું છું. લોકોની આંખમાં ધૂળ નાખીને ધોળે દિવસે લૂંટ ચલાવવી એ નીતિ છે? મજૂરોના લોહીનું પાણી કરીને મેળવેલો પૈસો નીતિની કમાણી છે? સટ્ટામાં ઊંધુંચત્તું કરીને મેળવેલું ધન નીતિની કમાણી છે? શા માટે બોલાવો છો? હા, હું ગગાસિયો નથી; કાળો છું. પણ ગરીબ ખેડુતો ને મજૂરોનાં હાડચામ નિચોવીને તાલેવંત થયેલા જમીનદારો ને શેઠશાહુકારો કરતા સારો છું.'

'તમે નકામા ઊકળી ગયા.' પ્રીતમરાયે શાંતિથી કહ્યું. 'મારું કહેવું એટલું જ છે કે ચોરી કરીને દાન દેવાથી શો લાભ છે?'

'પહેલાં હું એમ માનતો કે કાંઈક દાનપુણ્ય કર્યું હોય તો આવતા ભવનું ભાતું થાય પણ આજે તો મારી આબરૂ બધી આ દાન ઉપર જ બંધાયેલી છે.'

'ભભાભાઈ,' અત્યંત લાગણીભર્યા અવાજે સાધુપુરુષ બોલ્યો. "મારું માનશો? એ માર્ગ અધર્મનો છે. એ રસ્તો સાચનો નથી, પરમાર્થનો નથી. એમાં તમારું કે જગતનું કલ્યાણ નથી. પોતાની જાત ઘસીને, પોતાની સુખસગવડોનો ભોગ આપીને બીજાનું ભલું કરવું એમાં ખરી માણસાઈ રહેલી છે.'

'પણ હું આ ધંધો મૂકી દઉં તો કેટલી સંસ્થાઓ બંધ પડે ખબર છે?'

'ભલે ને સો સંસ્થા બંધ થાય.'

'પણ મને બીજું કશું આવડતું નથી.' દંભ અને અભિમાન મૂકીને ભભો બોલ્યો.

'મજૂરી આવડે છે કે નહિ?'

'આવડે. પણ મજૂરી કરતાં હવે શરમ લાગે.'

'મહેનત કરીને કમાવું એમાં શરમ શેની?'

'પણ હું ચોરી મૂકી દઈશ તેથી દેશ સ્વતંત્ર થઈ જશે?'

'દેશનું તો થવાનું હશે તે થશે પણ તમે તો સ્વતંત્ર થશો જ.'

'મને માફ કરજો. મારી જાત કરતાં મને દેશની કિંમત વધારે છે.' આટલું બોલતા ભભાભાઈએ ઘડિયાળ તરફ જોયું.

'આપને જવાનો સમય થયો લાગે છે?'

'જી હા.'

'ઠીક ત્યારે પધારો. માઠું ન લગાડશો. મેં કહ્યું એના પર વિચાર કરજો.'

'એમાં માઠું શું?' નમસ્કાર કરીને ભભાભાઈ બહાર નીકળ્યા.

બહાર નીકળતાં જ એક શુદ્ધ ખાદીધારી ગૃહસ્થે તેમને પ્રણામ કર્યા. રાહ જોઈને ઊભા હોય તેમ તેઓ બોલ્યા: 'આપને ખાસ ઉતાવળ નથી ને?'

'ઉતાવળ છે, છતાં બોલો. તમારે શું કહેવું છે?'

'આપ કાઠિયાવાડ ક્યારે પધારવાના છો?'

'આજે રાતે.'

'રસ્તામાં આપ બે કલાક અમારા ગામને આપો એટલી વિનંતિ કરવા આવ્યો છું.'

'મને મુદ્દલ ટાઇમ નથી. મારે સોમવારે સવારે અમરેલી પહોંચવું જ જોઈએ.'

'પણ સાહેબ, બે–ચાર કલાક હરિજનો ખાતર કાઢો.'

'હરિજનો?' ભભાભાઈ આશ્ચર્ય બતાવતાં થંભી ગયા.

'જી હા. એક હરિજનશાળા ખોલવાની છે.'

'ઠીક છે. રાતે મને સ્ટેશન પર મળજો.'

*

કાઠિયાવાડ મેલ પાંત્રીસ માઈલની ઝડપે દોડી જાય છે બીજા વર્ગની સુંવાળી પથારીમાં ભભા દાનેશ્વરીનું મગજ પિસ્તાળીશ માઈલની ઝડપે ચાલી રહ્યું છે. એક વાક્ય એના હૃદયમાં તીરની માફક ખૂતી ગયુ હતું: 'પોતાની સુખસગવડનો ભોગ આપીને બીજાનું ભલું કરવું એ જ સાચા સુખનો માર્ગ છે. એમાં જ પરમાર્થ છે, એમાં જ ધર્મ સમાયેલો છે.' સંત પ્રીતમરાયની સૌમ્ય મુદ્રા અને ધીમે ધીમે ઉચ્ચારાયેલા છતાં ભારે વજનથી હૈયાનો કબજો કરી લેતા શબ્દોએ ભભાભાઈના મગજને ઘડીભર મૂંઝવી દીધું. તીવ્ર મનોમંથન ચાલી રહ્યું. પહેલી ક્ષણે તો જોસબંધ એક વિચાર આવ્યો: 'રસ્તામાં ક્યાંય ન ઊતરતાં, અમરેલી ન જતાં, સીધો કુંડલે ચાલ્યો જાઉં. ઝીંઝુડા જઈને આબાવાડિયાનું રખોપુ કરું અને ખેતી કરું.' પણ બીજા વિચારે એને દબાવી દીધો. 'હરિજનોના હિત ખાતર લીલાપુર તો કીતરવું જ જોઈએ. અને અમરેલી? એવી અજોડ રાષ્ટ્રીય સંસ્થા આખા કાઠિયાવાડમાં બીજી નથી. એની મારફત આખા કાઠિયાવાડનું હિત સધાય તેમ છે. મારી પાસે પાંચ પૈસાની આશા એ લોક રાખી રહ્યા છે.'

'પણ ચોરી કરીને દાન કરવું!' તરત જ બીજો વિચાર ઊઠીને સામે ઊભો રહ્યો. 'હવે તો ચોરી ન જ કરવી.' ભભાના મને નિર્ણય કર્યો. 'એવો કોઈ વચલો માર્ગ શોધવો જોઈએ, જેથી ચોરી ન કરવી પડે અને છતાં બધી સંસ્થાઓ ચાલ્યા કરે.' વળી ઊલટો વિચાર આવ્યો: 'પણ તું એકલો જ બધાને ક્યાં

નિભાવી દે છે! બીજા ઘણા શેઠિયા પડ્યા છે. આટલો બધો એંકાર શા માટે રાખે છે?'

ઘણી વારની મથામણ પછી એકદમ નવો માર્ગ સ્ફુર્યો હોય તેમ ભભાને એક વિચાર આવ્યો: 'મુંબઈ જઈને કાંઈક ધંધો કરવો. પણ કયો ધંધો?' મને પ્રશ્ન કર્યો. 'સટ્ટા તો જુગાર ગણાય.' અભણને નોકરી મળે નહિ. 'બીજો કોઈ ધંધો એવો નથી જેમા મહિને ચાર–પાચ હજાર પેદા થાય.' વળી ભભો મૂંઝાયો. થોડી વારમાં એકાએક ભભાની મૂંઝવણ ટળી ગઈ. 'બસ મુંબઈમાં ઘોડા દોડાવવામા હજારો રૂપિયા કમાઈ શકાય છે એમ બાબુભાઈ વાત કરતા હતા. બસ ઈ ઠીક છે.' નિર્ણય થઈ ગયો. ભભાને ખબર ન હતી કે ઘોડા દોડાવવા એ પણ મોટો જુગાર જ છે. એને એમ કે જેની ઘોડી આગળ નીકળી જાય એને ઇનામ મળે અને એમાથી કમાઈ જાય. ગમે તેમ પણ એનું મન એ વખતે શાંત થઈ ગયું. જાત ઘસીને પરમાર્થ કરવાની ભાવના ક્ષણવારમાં નષ્ટ પામી. પછી જાણ્યે–અજાણ્યે રાતનો ચોર મટી ધોળા દિવસનો ચોર થવાના માર્ગે એનું મન વળ્યું.

*

અમરેલી સ્ટેશને ફૂલહારથી શણગારેલી સૂબા સાહેબની મોટરમાં ભભાભાઈનું સરઘસ નીકળ્યું. આજ સુધીમા આવું માન કોઈ નેતાને અમરેલીએ આપ્યું ન હતું. રાષ્ટ્રીયશાળાનો પાચમો વાર્ષિક ઉત્સવ ઊજવાતો હતો. પ્રમુખપદે ભભાભાઈ દાનેશ્વરી બિરાજવાના હતા.

સૂબા સાહેબ અને અન્ય અધિકારીઓ, નગરશેઠ અને અન્ય વેપારીઓ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થોથી વિદ્યાલયનું ચોગાન ઠાંસોઠાંસ ભરાઈ ગયું. ખેડૂત, ઉઘડિયા, કારીગર, વસવાયા અને નાના

હાટડિયા સિવાયના બધા ફુરસદવાળા લોક હાજર હતા. વિદ્યાર્થી-ઓએ વ્યાયામ, ગરબા, રાસ, નાટ્યપ્રયોગો વગેરે કાર્યક્રમથી સૌનાં મન રંજિત કર્યાં. મંત્રીનું નિવેદન, પ્રમુખનું પ્રવચન અને ઉપ-સંહાર વગેરે બધું વિધિપુરઃસર થયું. મેળાવડો ભારે દબદબાથી ઊજવાયો. ઉપસંહાર કરતાં છેવટે ભભાભાઈએ વિદ્યાલયના મકાન માટે રૂપિયા પચીસ હજારનું દાન જાહેર કર્યું. તાળીઓના ગડ-ગડાટથી મેદાન ગાજી રહ્યું.

*

આગેવાન ગણાવાની ઇચ્છા કંઈક અંશે પૂરી થઈ પણ ભભાને એની કિંમત બહુ ચૂકવવી પડી. સભામાં જવા પૂરતો ખાદીવેશ અને રાષ્ટ્રભાવના એનામાં દેખાતા. એવો દેખાવ કરવાની એને ધીમે ધીમે આદત પડી ગઈ. આગેવાનીના બદલામાં એને હજારો રૂપિયા પણ ઓછા પડ્યા. આખરે એણે મુબઈનો મારગ લીધો.

એની સાથે ગિરના શિકારમાં અમોલાની હદે ગયેલો તે જૂના દોસ્ત શેરખાંનો આશરો એને લેવો પડ્યો શેરખાં જૂનાગઢના વજીર-નો માનીતો હતો. વજીર સાથે મુંબઈમાં પડ્યો-પાથર્યો રહેતો. ભભાએ પણ એની સાથે જ નવાબી ઉતારામાં મુકામ કર્યો. મુંબઈ-ની લખલૂટ કમાણીના અનેક રસ્તામાં પૂનાની ઘોડદોડ એને હાથ બેસી ગઈ. શરત અને જુગાર એને સ્વભાવસિદ્ધ હતાં. પાંચ વરસ-માં એ લાખોપતિ બન્યો

# ૮

ઝીંઝુડાને પાદર સુંદર નવી મોટર આવીને ઊભી રહી. લોકો દોડીને કોળીવાડને નાકે પહોંચ્યાં. મોટરમાંથી ભભાભાઈ ઊતર્યા. આંગણામા શેતરંજી પથરાઈ. શેતરંજી પાસે એક જૂની ખુરશી મુકાઈ. તેના ઉપર ભભાભાઈ બેઠા. ખબર પડતાં નિશાળમાંથી મહેતાજી સાહેબ આવ્યા. બધા શેતરંજી પર બેઠા. ઉતાવળાં એક ડોશીમા આવ્યાં. દૂરથી એમણે બૂમ મારીઃ 'કોણ ભભલો છે ?' એનો મોટો અવાજ ભભાભાઈને કાને અથડાયો. તેમની ભમર ખેંચાઈ. ખરું પૂછો તો આને લીધે જ તેઓને ઝીંઝુડા આવવું પસંદ ન હતું. આજે ચાર-પાંચ વર્ષે તેઓ આવ્યા હતા. ઝીંઝુડા હવે તેમને માટે નાનું પડતું હતું. જોકે ગરાસિયા સુદ્ધાં તેમને માનથી બોલાવતા છતાં ભભાભાઈને પોતાને નાનમ લાગતી. શેઠ સાથે વાત ચાલતી હતી ત્યાં ડોશીમા નજીક આવી પહોંચ્યાં. આંખે જરા ઝાંખ આવેલી તે આડી હાથની છાજલી કરીને અત્યંત હેતાળ અવાજે પૂછ્યું: 'કોણ મારો ભભલો ?'

ભભાભાઈએ ન સાંભળ્યું હોય તેમ શેઠ સાથે વાત ચાલુ રાખીઃ 'હં, એટલે તમે શું કહેવા માગો છો ?'

'બીજું તો શું ! મલક આખામાં તમે નામ કાઢ્યું. હજારો રૂપિયા ખરચ્યા, એક જનમભોમ રહી ગઈ.'

'પણ તમારે શું જોઈએ છે તે સીધું બોલી દ્યો ને ?'

'જુઓ આ ઝાડ ફરતા ઓટા કરવા છે, ચોરો સમરાવવો છે ને મહાદેવમાં આરસ જડાવવા છે.'

'બધામાં થઈને કેટલું ખર્ચ થશે?'

'બસો–અઢીસો.'

'બસ?' તરત જ ભભાભાઈએ પાકીટ કાઢ્યું. સો સોના ત્રણ રુક્કા શેઠના હાથમા મૂક્યા. લોક દિંગ થઈ ગયા.

'એનું નામ દાનેશ્વરી.' એક ગરાસિયાએ ભાટાઈ કરી.

'તમને અત્યારે જાણ થાય છે!' શેઠે ટકો આપ્યો.

'ભભા જેવો મલકમાં કોઈનો જીવ મોકળો નથી.' ડોશીમા બોલ્યા. ભભાભાઈ સાંભળી રહ્યા. તેમણે એકાએક જાણે પહેલાં નજર જ ન ગઈ હોય તેમ માસ્તર સામે જોયું: 'ઓહો મહેતાજી સાહેબ, તમે હજી અહીં જ છો!'

'જી ના, વચ્ચે ત્રણ વરસ કુંડલે જઈ આવ્યો.'

'બાબુભાઈ ક્યાં છે?'

'મુંબઈ. આપને મળતો નથી કોઈવાર? મિલમા મોટા મેનેજર

ચાલી એમ લાગવાથી ભભાભાઈએ પટેલ તરફ જોઈ કહ્યું: 'હું હવે રજા લઈશ.'

'કેમ એમ એકદમ? બે-ચાર દિવસ રહ્યા હોત તો!'

'માત્ર એને લેવા આવ્યો હતો.'

'કોણ રૂડીબેન સાથે આવવાના છે?' આખા ગામની કોળણોને હુકારે અને ગાળે બોલાવનારા પટેલે રૂડીબેન કહ્યુ તેથી લોક જોઈ રહ્યાં. થોડી વાર કોઈ બોલ્યુ નહિ. અંદર રૂડી તૈયાર થતી હતી. ભભાભાઈએ પ્રવાસમાં પહેરવા આપેલ કપડાં બદલતી હતી. ગામની કોળણોથી ઓરડો ભરાઈ ગયો હતો.

કાનાભાભા અને રાણીમા વારે વારે ભભાને રોકાઈ જવાનો આગ્રહ કરવા લાગ્યાં. પટેલે ટાપસી પૂરી: 'હા, હવે ઘડપણમાં એમને અહીં એકલા ગમે નહિ. સાથે લઈ જાઓ.'

'પણ તમે કાંઈ સમજો નહિ ને પટેલ.' શેઠે ભભાને સારું લગાડ્યું: 'ભભાભાઈને દેશ આખામાં ફરવું, ભાષણો આપવાં, મુંબઈ જેવા શહેરમાં આ ડોસલાં મૂંઝાઈ મરે, ખબર છે?'

'હા શેઠની વાત ખરી છે.' મહેતાજીએ ટેકો આપ્યો.

પટેલ બિચારા મૂગા થઈ ગયા.

એટલામાં રૂડી તૈયાર થઈને નીકળી. ઘેરા રંગની ભાતવાળી બારીક ખાદીની સાડી, સોનેરી ઝરીની કિનાર, હાથમાં બબ્બે સોનાની બંગડીઓ, ડોકમાં બેવડી પાતળી સેર, નમણું નાક, ઘાટીલો ગોરો ચહેરો, મોટી નિર્દોષ આંખો નીચે ઢાળીને રૂડી ઝાંપા બહાર ચાલી. શોફરે બારણું ખોલ્યું. રૂડી રાણીમાને પગે પડી. બંનેની આંખો ભીની થઈ. બધી બેનપણીઓને, પાડોશણોને રૂડીએ કહ્યું: 'માની અને ભાભાની ખબર રાખજો.' એટલું બોલતાં તો એનું ગળું ભરાઈ ગયું.

ભભાભાઈ બહાર આવ્યા. 'ચાલો બેસી જાઓ હવે.' રૂડી બેઠી. ભભાભાઈએ સૌને હાથ જોડ્યા: 'લ્યો શેઠ, પટેલ, દરબાર, માસ્તર, આવજો બધા.'

'અમ માથે કોઈ વાર આમ દયા કરજો.' એમ સામટા સૌ બોલી ઊઠ્યા. ભભાભાઈ બેઠા. શોફરે બારણું બંધ કર્યું. મોટર ફેરવી. પાદર સુધી બધા પાછળ આવ્યા.

'એ ભભલા, વહુ, આવજો' ગણીમાના શબ્દો મોટર સાથે અથડાઈ ને પાછા પડ્યા અને મોટર વાયુવેગે કુંડલાને માર્ગે ચાલી ગઈ.

થોડી વાર આખું ટોળું ધૂળના ગોટા સામે જોઈ રહ્યું દરબારથી ન રહેવાયું માત્ર પટેલ ને શેઠ સાંભળે તેમ બોલ્યા: 'મારો બેટો કાઠીને ધમારે ગયો છે.'

## ૬

વાલકેશ્વરની પહાડી પર પાછલી બાજુએ દરિયાકિનારાથી દોઢસોએક ફૂટની ઊંચાઈએ છેલ્લામાં છેલ્લો હમેનો બંગલો ઠાકોર બલભદ્રનો હતો. સુંદર કારીગરીવાળો નાનકડો બગીચો, સંગેમરમરની ફરસબંધી, અમેરિકન સોફા અને સિંગાપોરના ગાલીચાથી સુશોભિત દીવાનખાનું: એવા ઘાટનો ભવ્ય ‘બલભદ્રપ્રાસાદ’ મુંબઈમાં બેનમૂન ગણાતો.

ઠાકોર બલભદ્રને વિષે અનેક લોકવાયકા ચાલતી હતી. એમના નોકર–ચાકર માનતા કે એ કચ્છ–ભુજના ફટાયા છે. એમના શ્રીમંત પાડોશી મિત્રો માનતા કે એ મહીકાંઠા એજન્સીના મોટા જમીનદાર છે. મિલ–મજૂરો માનતા કે અમદાવાદમાં એમની ચાર-પાંચ મિલો ચાલે છે. અમલદારોની માન્યતા જુદી જ હતી: નેપાલના રાજવંશી દ્વારકાની યાત્રાએ ગયેલા ત્યાંથી પાછા ફરતાં કાઠિયાવાડના કોઈ રજવાડાએ બાળક બલભદ્રને દત્તક લીધેલા. અને પાછળથી એ રાજાને વારસ અવતરતાં બલભદ્રનો હક ડુબાવવામાં આવ્યો. અને ભવિષ્યમાં બલભદ્ર તકરાર ન ઉઠાવે માટે તેમને ગિરના જંગલમાં કોઈ કોળીને સોંપવામાં આવ્યા હતા. ઉંમર લાયક થતાં બલભદ્ર આપબળે આ પાયરીએ આવ્યા હતા.

આમાં કોણ ખરું અને કોણ ખોટું એ એકમાત્ર બલભદ્ર જ જાણતા હતા. એટલી વાત ખરી કે પૂના રેસકોર્સના એમના પ્યારા ‘મનપવન’ નામના ઘોડાએ એમને લાખોપતિ બનાવ્યા હતા. અને એમના મિલનસાર તથા અતિ ઉદાર સ્વભાવે એઓ રાજા–

રજવાડાં અને શેઠ-શાહુકારમાં, ગોરા ને દેશી અમલદારોમાં, કોંગ્રેસ કાર્યકરો અને મધ્યમ તથા ગરીબવર્ગમાં એકસરખા પ્રિય થઈ પડ્યા હતા.

બોમ્બે સેંટ્રલ ઉપર સવારના સાત-ચાળીશે કાઠિયાવાડ મેઈલ આવીને ઊભી રહી ત્યારે ફર્સ્ટ ક્લાસના ડબામાંથી બલભદ્રસિંહ ઊતર્યા. એમણે સુરવાળ, અચકન અને જરકીટ પહેર્યાં હતાં. માથે ઓડિયાં અને મૂછો ઘટ્ટ હતી. પગમાં કિંમતી ચંપલ હતા. રૂઆબ-થી તેઓ નીચે ઊતર્યા. તેમની પાછળ તેમના પત્ની રૂપવતી ઊતર્યાં. સામે આવનારમાં મુખ્ય તેમના મિત્ર અને પાડોશી શિવસિંહ હતા. એમણે હાથ મેળવ્યો અને મોટરમાં જઈ બેઠા. મોટર ચાલી ગઈ. પાછળ મજૂરો વાતો કરવા લાગ્યા. મુખ ઉપર આશ્ચર્ય બતાવીને આંખ પહોળી કરી બોલવા લાગ્યા: 'આ રાધનપુરના નવાબ, ગાંધીમાં ભળ્યા છે. મજૂરો અને ગરીબો માટે જાન કુરબાન કરે તેવા છે દેશને ખાતર જમીન-જાગીર, કુટુંબ-કબીલો બધું છોડી દીધું છે' વગેરે.

બંગલામાં પેસતાં જ બલભદ્ર કોઈ મહારાજા જેવો લાગવા માંડ્યો. રૂપવતી એક સોફા ઉપર પડી. બલભદ્ર કપડાં ઉતારી આવ્યો અને રૂપવતીને કહ્યું: 'ચાલો તમને ઉપરનીચે બધુ બતાવી દઉં.'

'મૈં હૂં; ઠાકોર સાહેબ, ગુડ મોર્નિંગ.'
'કૌન કમિશનર સાહેબ, ગુડ મોર્નિંગ.'
'કૈસે આયે ?'
'અભી આધા ઘંટા હુઆ'
'તબિયત કૈસી ?'
'અચ્છી. આપ કૈસે હો ?'
'અચ્છા હૂં. ઈધર કૈસે આઓગે ?'
'શામકો, અગર આપ હી આ જાય મૈં બહુત થકા હૂં.'
'અચ્છા મૈં હી આઉંગા'
'ઔર દેખો સાહબ, મિસિસકો ભી લેકે આઈએ'
'કયો ફિર રાની સાહબ આ ગઈ કયા ?'
'જી હાં'
'અચ્છા અચ્છા જરૂર લાઉંગા'
'કોની હારે વાત કરી ભલા ?'
'જો રૂપા,' મીઠા છતા મક્કમ અવાજે બલભદ્ર બોલ્યો. 'હવે તારે મને ઠાકોર કહીને જ બોલાવવો'
'પણ મારી જીભ વળતી નથી'
'ટેવ પાડવી. આ મુંબઈની બધી પોલીસના મોટા ઉપર

'મને તો વાત કરતા શરમ લાગશે.'

'અહીં મુંબઈમા શરમને નેવે મૂકી દેવી'

વાત કરે છે ત્યા ફરી ઘંટડી વાગી 'હેલ્લાવ, કોણ?'

'હું કરશનદાસ.'

'કેમ છો શેઠજી, શા ખબર છે?'

'આપના આવવાની રાહ જોતા હતા.'

'કેમ કાંઈ ખાસ?'

'આ આપણી હોસ્પિટલ ખુલ્લી મૂકવા માટે'

'ઓહ, એમાં મારુ શુ કામ? ગમે તેને હાથે ખોલાવી દો.'

'નહિ સાહેબ, એમ ન ચાલે આપ દિવસ અને સમય આપો.'

'મને નહિ જ છોડો એમ?' બોલતા સહેજ હસમુખો ચહેરો થઈ ગયો પણ ટેલિવિઝનને અભાવે કરશનદાસ જોઈ શકયા નહિ તેમણે તો આગ્રહ ચાલુ જ રાખ્યો.

'ઠીક ત્યારે એક મિનિટ જરા ડાયરી જોઈને કહુ' રીસીવર બાજુએ મૂકી બલભદ્ર ટેબલ પર એક પગ ટેકવી ઊભો રહ્યો. રૂપવતી સામે જોઈને મોં મરકાવ્યુ એ તો બિચારી આ ભૂગળા-માં કેમ વાત થતી હશે એની નવાઈમા મૂગી થઈ ગઈ હતી બલભદ્રનુ મોં મરકયુ એટલે એણે પૂછ્યુ. 'કેમ હસ્યો?'

'આ એક વેપારી સાથે વાત ચાલે છે'

'બહુ સારું. સોમવારે સાંજે પાંચ વાગે. જાહેર કરી દઉં છું.'

'કરી દો.'

'આભાર ઘણો આભાર.'

'બોલો બીજું કાંઈ?'

'નહિ ખાસ કંઈ નથી માત્ર...'

'બોલો બોલો.'

'કાંઈ નહિ; પછી આપ મળશો ત્યારે રૂબરૂ વાત.'

'નહિ, અત્યારે જ કહી દો.'

'આ પેલાં બાકી રહેલાં બિલ માટે...'

'કેટલાં બાકી છે?'

'પંદર હજાર ચારસો ને ઉપર કંઈક છે'

'તમે આવીને ચેક લઈ જજો.'

'ક્યારે આવું?'

'ગમે ત્યારે, બપોર પછી'

'આભાર'

શેઠ કરશનદાસ આણંદજી આગળ મુંબઈ મહાજનના અગ્રણી અને સમાજસેવાના કામના મુખી હતા. તેમણે ઘણી તકલીફ લઈને એક જબરજસ્ત ફ્રી હોસ્પિટલ બંધાવી હતી. તેમાં એક લાખ સુધીનાં બિલ ઠાકોર બલભદ્રે ચૂકવવાનું વચન આપ્યું હતું. એના બદલામાં નહિ પણ એક કદર તરીકે એ હોસ્પિટલ સાથે ઠાકોરનું

'ઠીક ત્યારે ઊઠ હવે તું નાહી લે 'જમવાનો વખત થશે.'

'ક્યાં નાહવાનું?'

'તને કપડાં, પાણી બધું બાઈ આપશે જરા ઠંડી છે તે ગરમ પાણીએ નાહજે ' આટલું કહીને બલભદ્રે બાઈને બૂમ મારીઃ 'જાનકી! ઈકડે.'

જાનકી આવી.

'પહા, બાઈસાહેબાના આગોળીલા ઘેઉન જા ઉનપાણી, લૂગડી વગેરે દ્યા. આગોળચા સાબુ દ્યા. સમજલી કા?'

'હોય મહારાજ.' જાનકીએ માથું નમાવ્યું.

'જાઓ રૂપવતી.'

રૂપવતી જાનકી સાથે ગઈ. બલભદ્ર આંટા મારવા લાગ્યો શૂન્ય નજરે દરવાજા તરફ જોઈ રહ્યો ત્યાં નવનીત આવતો જણાયો. સાઈકલ પરથી ઊતરતાં ઉતાવળમાં એનો લેંઘો સહેજ ભરાયો પણ ચાલાકીથી લેંઘો કાઢી એ અંદર આવ્યો. સફેદ લેંઘો, સફેદ શર્ટ, માથે ઓળેલા વાળ, દેખાવડાં ચશ્માં નવનીત પચીસેક વર્ષનો યુવાન હતો. એમ. એ.માંથી એણે છોડી દીધું હતું. અર્થશાસ્ત્ર એનો ખાસ વિષય હતો. ફેસિઝમ, સોસ્યાલિઝમ, કોમ્યુનિઝમ, ગાંધીઝમ, કેપિટાલિઝમ વગેરે ઈઝમોનો એણે ઊંડો અભ્યાસ કર્યો હતો. ઠાકોર બલભદ્રે એને અંગ્રેજી તથા સમાજશાસ્ત્રના અભ્યાસ માટે રોકી લીધો હતો. પત્રવ્યવહારમાં પણ એ મદદ કરતો. બે–અઢી કલાકના નવનીતને સો રૂપિયા મળતા. બાકીના વખતમાં એ પોતાનો અભ્યાસ વધારતો અને મજૂરપત્રોમાં કામે જતો.

દીવાનખાનામાં આવતાં જ નવનીતે બે હાથ જોડી નમસ્કાર કર્યા.

'કેમ નવનીત, આવી પહોંચ્યો કે?' બલભદ્રે નમસ્કાર ઝીલતાં ખબર પૂછ્યા.

'જી હા. તબિયત કેમ?'

' સારી જુઓ આજે હું જરા થાકયો છું. તમે આપણી ટપાલ જોઈ કાઢો અને લખવા જેવા લખી નાખો. ખાસ બતાવવા જેવા મને બતાવજો '

' બહુ સારું ' નવનીત કાર્યાલયના ઓરડામાં ગયો.

બલભદ્રે ફરી આંટા મારવા શરૂ કર્યા તેવી જ એક મોટર આવી પહોંચી બલભદ્રે નજર કરી તો કમિશ્નરની મોટર. એકદમ સામો ગયો મોટરમાંથી મિસિસ રોબર્ટ અને તેની બેનપણી હસતાં હસતા ઊતર્યાં. બલભદ્રે હાથ મિલાવ્યો: ' ગુડમોર્નિંગ મિસિસ રોબર્ટ. '

' ગુડમોર્નિંગ ઠાકોર સાહેબ. મને ખબર મળ્યા કે મિસિસ બલભદ્ર આવ્યા છે એટલે તુરત જ આવી. '

' આવો પધારો. '

નાહીધોઈને કપડાં પહેરી, વાળ સરખા કરી, રૂપવતી દીવાનખાનામાં આવી. બલભદ્રે પોતાની ભાંગીતૂટી અંગ્રેજીમા અરસપરસ પરિચય કરાવ્યો રૂપવતી તો મૂંગી જ બેઠી રહી. થોડી વાર આડીઅવળી વાતો ચાલ્યા પછી મિસિસ રોબર્ટ બોલ્યાં:

' જુઓ ઠાકોર સાહેબ, અમે એક ખાસ કામ લઈને આવ્યાં છીએ. ' આટલું બોલીને થોડા રોજ પહેલાં, બેસતા વર્ષની ભેટમાં બલભદ્ર તરફથી મળેલા હારના સાચાં મોતીને હાથમા ફેરવતાં મિસિસ રોબર્ટ બલભદ્ર સામે જોઈ રહ્યાં.

' બોલો ઘણી ખુશીથી. ' બલભદ્રે ઈંતેજારી દેખાડી.

' આ અમારા ચર્ચનું ફંડ છે તેમાં તમારી મદદ જોઈએ. '

' કેટલી આશા રાખો છો ? '

' ઓછામાં ઓછા હજાર '

' અમારા સાહેબે કેટલા ભર્યા ? '

' એ તો નોકર માણસ ગણાય છતાં સો રૂપિયા આપ્યા. '

' ઠીક છે હજાર લઈ જાઓ. પણ હું હવે મંદિરોમાં માનતો

નથી. આ તો તમે આવ્યાં એટલે ના ન પડાય એટલું જ. બોલો પૈસા ક્યાં મોકલું ?'

'હમણાં આપશો તો આભાર થશે'

બલભદ્રે તરત જ ચેક ફાડી આપ્યો.

આભાર માની, બલભદ્ર અને રૂપવતી સાથે હાથ મિલાવી બંને ચાલી નીકળ્યાં. જતાં જતાં મિસિસ રૉબર્ટ કહેતી ગઈ: 'સાંજે અમારાં આ નવા મહેમાનને લેતાં આવજો.'

પગથિયા સુધી વળાવી બલભદ્ર પાછો ફર્યો. 'કેમ, નાહી. ત્યું રૂપાં ?'

મૂડીધારી છું. હું ગરીબમાં ગરીબ હિંદીને, અરે મનુષ્ય માત્રને સુખી ને સમૃદ્ધ બનાવવા ચાહું છું દરેક ખેડૂત અને અદના મજૂરને પણ ખાધા-ખોરાકી, કપડા-લત્તા ઉપરાંત સુંદર હવા-અજવાસવાળું મકાન અને ઘરઆગળે એક નાની મોટર હોવી જોઈએ એવી મારી માન્યતા છે. મારી મૂડીનો ઉપયોગ મૂડીવાદીઓની મિલકત કબજે કરી ગરીબોના હિતાર્થે વાપરવામાં ચાહું છુ. હું કોઈ વાદમાં માનતો નથી. હું ગાંધીવાદી નથી તેમ નથી સામ્યવાદી હું શાહીવાદી નથી કે મૂડીવાદી નથી તેમ સમાજવાદી પણ નથી; હું તો શુદ્ધ પ્રજાવાદી છું.

તમારો દોસ્ત બલભદ્ર'

પત્ર વાંચીને નવનીતની આંખ ચમકી. એ કાંઈ પણ બોલ્યા વિના કાર્યાલયમા ગયો. બલભદ્ર ઘડીભર વિચારમાં પડી ગયો.

'શા વિચારમા પડી ગયા ?' રૂપવતી ડરતી ડરતી બોલી.

વિચારનિદ્રામાંથી જાગીને બલભદ્રે ઊંચું જોયું. મોં મરકાવીને બોલ્યો 'ચાલો, મને માફ કરજો રૂ઼...અરે રૂપવતી.'

'મને તો રૂડી કહો એ જ ગમે છે.'

'તને ગમે પણ મારી જીભ પાછી વળે નહિ પણ તુ મને માફ કરજે. મને મુદ્દલ વખત મળતો નથી.

'મૂઆ બધા તારી વાંસે લાગ્યા સે.'

'પણ તું જોઇ ને કરણ દાનેશ્વરી આંખો પડી જાય ને!'

'અરે કરણ બસારો તારી પાસે પાણી ભરે.'

બે ય જણા કાલીઘેલી વાતો કરતા અંદર ગયા. બલભદ્ર સ્નાન કરીને ભોજનગૃહમા આવ્યો ત્યાં દરિયાના ફીણ જેવા ઓછાડ, રૂપેરી ખુરસી અને રૂપેરી લોટા એમની ગ્રામ્યભાષા સામે હસી રહ્યા હતા અને ફૂલદાનીના રંગબેરંગી તાજા ફૂલ બંનેના હૃદયમાં ગહેલી પ્રેમની મધુર સુવાસ પ્રસરાવી રહ્યા હતા.

જમતા જમતા બંને પંખીડા સોનેરી પિંજર સાથે જંગલની મોજ સરખાવતાં અનેરો આનંદ લૂટવા લાગ્યાં.

## ૧૦

દરિયો મહાસાગર ઘુઘવાટ કરે છે. ચંદ્રમાના ટુકડા જેવો ‘ બલભદ્રપ્રાસાદ ’ વીજળીની રોશનીથી ઝાંખો ઝાંખો લાગે છે. બગીચામા બલભદ્ર અને રૂપવતી ફરે છે. બને જણ આજે જરા લહેરમાં છે.

‘ માઠું નો લગાડ તો એક વાત પૂછુ ભભા ! ’ રૂડી સહેજ હસીને બોલી

‘ તારું કોઈ દી માઠુ લાગે મને ? ’

‘ તું આટલી બધી મડમ જેવી બાઇઉ વચ્ચે રાત-દહાડો રહેછ તે કોઈ વાર નજર એઠી નથી થાતી ? ’

‘ હું ખોટું નહિ બોલુ રૂડી, ’ ભભાએ ગભીર થઈને કહ્યુ: ‘ કોઈ વાર આખમાં વિકારનુ ઝેર આવી જાય છે પણ તું હૈયામાં બેઠી જાણે મારી સામે ડોળા કાઢીને વારતી હો એવુ ઈ વખતે થઈ જાય છે. એટલે આડે માર્ગે જતો અટકી જાઉ છું.’

‘ એમ તો મારો ભભલો ટેકીલો છે.’ રૂડીએ ધીમી થપાટ મારી.

ખરે જ ભભો ટેકીલો હતો. ઠાકોર બલભદ્ર બન્યા પછી એની રાજમહેલ જેવી સમૃદ્ધિમાં ભાગીદાર થવા અનેક સુદરીઓ આવી હતી. પણ રૂડીમાં પરોવાયેલું ભભાનું મન વાળી શકી ન હતી. અનેક રજવાડી ગામોમાં ઠાકોર બલભદ્ર નિર્વ્યસની અને સંયમી તરીકે પંકાતો હતો.

થોડી વાર કોઈક ન બોલ્યું. વળી પાછો લાડભર્યો ભાવ મોં પર લાવી રૂપવતી બોલી: ' હું માગું ઈ આપીશ ભભા ? '

' જરૂર. તારાથી શું વધારે છે ! '

' કમિશન સા'બની મડમ જેવો મોતીનો હાર અમને લઈ દે.'

' એમાં શુ મોટું માગ્યુ ! કાલે જઈને લઈ આવશું. '

' અને બીજું...'

' બોલ, બોલી નાખ ઝટ. આજ ભભો દાનેશ્વરી તારી ઉપર પ્રસન્ન થઈ ગયો છે. '

' અમને એક મોટર જોઈએ. '

' આ મોટર છે ઈ કોની છે ? '

' ના, અમારે આગવી જોઈએ. ઈ તો તમારે આખો દી જોઈએ. અમારી બેનપણીઓ સાથે ક્યાંક ફરવા જવું હોય તો ? '

'તો ના પાડ.'

'તું તોબા છો રૂડકી!' સહેજ રીસમાં ભભો બોલ્યો એટલે રૂડીને જોસ ચડ્યું. એ જેમ આવે તેમ બબડવા લાગી.

'ઓલી મેમ સા'બોને હજાર હજાર રૂપિયા દઈ દ્યો અને આજ મેં માગ્યું તો તને બળ પડ્યું! મારે કાંઈ નથી જોતું. હું તો મારે કાલ સવારે ઝીંઝુડે જાઉં છું. આ તારું ભૂતખાનું તારી પાસે રાખ.'

'પણ તું નકામી ખિજાય છે. ચાલ અત્યારે જ જઈએ ઊઠ. તને ગમે એવી મોટર લઈ આવીએ પછી છે કાંઈ!'

મોં ચડેલું જ રાખીને રૂપવતી બલભદ્રની પાછળ ચાલી. મહિના દિવસમાં એનો મિજાજ જરા જુદો થઈ ગયો હતો.

બલભદ્રે તિજોરી ઉઘાડી ચેક બુક કાઢી. રૂપવતી નજીક આવી મોં મલકાવી બલભદ્રને ખભે હાથ મૂકીને કોમળ અવાજે બોલીઃ 'કેટલા રૂપિયા બેંકમાં પડ્યા છે આપણા?'

'તારે એનું શું કામ છે?'

'ના અમને કહો.'

'દસ-બાર લાખ છે.'

'બસ? તું એકવાર કહેતો'તોને કે પચાસસાઠ લાખ છે!'

'હારી ગયો બધા.'

'એટું બોલછ? મલક આખાને આપી દીધા એમ કહે ને! હવેથી ખબરદાર મને પૂછ્યા વગર પાઈયે કોઈને દીધી છે તો.'

'માગવા આવે એને ના પડાય છે?'

'તારે ના નો પાડવી. હું જવાબ દઈશ.'

અક્ષભદ્રે પાછા ફરીને રૂપવતી સામે જોયું. એ નજર જુદા પ્રકારની હતી.

બે કલાકમાં ડ્રાઈવર ખાલી મોટર સાથે પાછો ફર્યો. ઠેઠ બાર વાગે ઠાકોર અને રાણી સાહેબ ન્યુ સેવન સીટર્સમાં દરવાજામાં દાખલ થયાં. રૂપવતીના ખડખડાટ હાસ્યથી નોકરો જાગીને બારણે આવ્યા.

અક્ષભદ્ર રૂપવતીના આનંદમાં વધારેપડતો ભાગ લેતો હતો એમાં કૃત્રિમતા સ્પષ્ટપણે જણાતી હતી. એના દિલમાં એક પ્રશ્ન કાંટાની માફક ખૂંચી રહ્યો હતો: 'મારો ભલો કરણ દાનેશ્વરી' કહીને ફુલાઈ જનારી રૂડી આવા ટૂંકા જીવની કેમ થઈ ગઈ?

એને ઉતર મળ્યો નહિ. મગજ થાક્યું પણ જવાબ જડ્યો નહિ. રૂપવતી એ ઊંડી વ્યથાને સમજી શકી નહિ. એણે તો ઉલ્લાસમાં આવીને મોટરમાંથી ઊતરતાં કહ્યું: 'હવે કાલે ઝવેરીબજારમાં જશું.'

'હા, કાલે સાંજના નીકળીશું.' અક્ષભદ્રે કબૂલાત આપી પણ એ અવાજમાં વિષાદ હતો. ઊંડું દર્દ હતું.

એને આ દોરંગી જીવન પર અંતરથી કંટાળો આવ્યો હતો. એકરંગી થવા એનો અંતરાત્મા જોર કરી રહ્યો હતો.

૧૧

'ક્રો પોટ્કિન, પ્રિન્સ ક્રોપોટ્કિન, પિટર ક્રોપોટ્કિન' બલભદ્ર ફરી ફરીને ભારપૂર્વક બબડ્યો. એની નજર ક્ષિતિજમા હતી આથમતા ચદ્રના કિરણ સમુદ્રતરગ સાથે ગેન કરતા હતાં, પણ એ સૌદર્યરસનું પાન કરવાની બલભદ્રના મનની તૈયારી ન હતી રશિયન ક્રાતિકાર પિટર ક્રોપોટ્કિને આજે એના મગજનો કબજો લીધો હતો

વાચતી વખતના નવનીતના હાવભાવ, સ્વાર્પણનો ઉજ્જવળ પથ દાખવતી એ વીરનરની કથાના રોમાચક પ્રસગો, સમાજ-રચનાના એના મનોવેધક વિચારો, બલભદ્રની સામે તરવા લાગ્યા.

'મહેનમા રહેવુ,' ફરી બલભદ્ર બબડવા લાગ્યો 'મોટરોમા ફરવુ, મનગમતી મોજ માણવી, સભાઓના પ્રમુખસ્થાન શોભાવવા, શુ આ ક્રાતિનો માર્ગ છે?' પળવારમા એના મન સામે વરસો પહેલા જોયેલો એક પુરુષ આવીને ઊભો રહ્યો. એક નાની રાવટીમાં, ઉઘાડે ડિલે બેઠેલો, નાને હાથે રેટિયો કાતતો, તેજસ્વી આખોવાળો અને પ્રભાવશાળી વ્યક્તિત્વવાળો સત એનાં મન ચક્ષુ સમક્ષ ખડો થયો બલભદ્રને કાને વરસો પહેલા અથડાયેલા શબ્દો ફરી અથડાવા લાગ્યા 'ગરીબની સેવા, બીજાનુ ભલુ, જાત ઘસીને જ થઈ શકે પોતાની સુખ-સગવડનો ભોગ આપીને જ સાચુ ધન મેળવી શકાય સાચી સ્વતત્રતાનો એ જ માર્ગ છે' બલભદ્ર વિચારવમળમા સપડાયો મન સાથે વિચારોનું તુમુલ યુદ્ધ શરૂ થયુ શુ પૈસો સ્વતત્રતા અને સુખ મેળવી શકે

'મને ચિત્તભ્રમ થાય ? ગાંડી થઈ ગઈ?'

'તને શું તારા બાપાને ય થઈ જાય શેના વિચાર કરતો'તો કહે જોઈએ'

'અમસ્થા નકામા નકામા'

'ના મારા સમ નો કહે તો'

'કહીશ કોઈ વાર. અત્યારે આ કિરણ પાછો રડશે.'

'તો નીચે ચાલ.'

'કેમ અહીં શો વાધો છે?'

'ના અમારે અહીં ઉપર નથી રહેવુ'

'પણ વાધો શું! આ દરિયાનો કેટલો સુદર પવન આવે છે!'

'મારા જેવો મોહક ચહેરો અને તારા જેવી પહોંચેલ આંખો.' બલભદ્ર બોલ્યો.

'લે જા હવે, તારા જેવી લુચ્ચી આંખો અને મારા જેવો મોહક ચહેરો.'

'અને આ પોપટની ચાંચ જેવું રૂપાળું નાક?'

'સાહેબ, જેવાપલા ચલો.' નોકરે આવી રંગમાં ભંગ પાડ્યો. બંને જણુ કિરણુ સાથે કલ્લોલ કરતાં વાળુ કરવા નીચે ઊતર્યાં.

## ૧૨

મોટા આસમાની સોફા ઉપર પગ પર પગ ચડાવી બલભદ્ર બેઠો હતો. એની નજર સામે ટેબલ પર પડેલા 'વાઝ'માં મહેકી રહેલાં રંગબેરંગી ફૂલો ઉપર સ્થિર થઈ ગઈ હતી. ઊંડા વિચારમાં એનું મન ઊતરી ગયું હતુ. સુરપાણના ધોધની માફક વિચારનો પ્રવાહ ધસારાબંધ વહી રહ્યો હતો. મનમાં એ ગોખતો હતો: 'ટાઢ–તડકો, ભૂખ–તરસ, ઊંઘ–ઉજાગરા વેઠીને કાળી મજૂરી કરતા ખેડૂતના ઘરમાં ખાવા ધાન નહિ, એનાં છોકરાંને કડકડતી ટાઢમા અંગ ઢાંકવા કપડું નહિ, ભણવા ચોપડી નહિ; બળતા કારખાનામાં પિસાતા મજૂરોને રહેવા ઘર નહિ, પહેરવા સારું કપડું નહિ. ખેડૂત અને મજૂર, ભારતમાતાનાં બે નેત્રો: નંદનવન જેવી ભૂમિ કાળે–દુકાળે પણ કરોડોનું ધન પેદા કરે પણ એનાં બાળ ભૂખે મરે, ટાઢે ઠરે: બધી યે મહેનત–મજૂરીનું ફળ ભોગવતા માગ જેવા માલેતુજારો અને એની રક્ષક પરદેશી સત્તા, એ જ આ કરુણ દશા માટે જવાબદાર છે. શારીરિક, બૌદ્ધિક, નૈતિક અને આધ્યાત્મિક એમ ચતુર્વિધ શોષણ કેમ બંધ થાય ?'

ઊંડો નિસાસો મૂકીને બલભદ્રે પગ પરથી પગ ઉતાર્યો. ફૂલદાની ઉપરથી નજર ઉતારી ફરસબંધી પર ઠેરવી. ફરી મગજના તારા ઝણઝણ્યા: 'જ્યાં સુધી જમીન અને કારખાનાની માલિકી રાષ્ટ્ર સમસ્તની નથી ત્યાં સુધી આ શોષણ નહિ અટકે. જ્યાં સુધી સંપ અને નીડરતા નથી ત્યાં સુધી સ્વાધીનતાના હક્કનો ભોગવટો અશક્ય છે.' બલભદ્ર મૂંઝવણમાં પડ્યો. અચાનક નવનીતની

સાઈકલે બલભદ્રની નિદ્રા તોડી. નવનીત પગથિયાં ચઢી ઉપર આવ્યો તેવો જ બલભદ્રે પ્રશ્ન કર્યો: 'કેમ આજ મોડો?'

'મારુતિ મિલનો મામલો જરા બગડ્યો છે.'

'શું છે?'

'પગારકાપનો ઝગડો.'

'મારું માનીશ નવનીત?' બલભદ્ર એકદમ ટટ્ટાર થયો. 'આમ ટુકડા માટે ક્યાં સુધી લડ્યા કરશો? આમ ડાળ–પાંદડાંને વળગ્યે ક્યારે આરો આવશે? થડને બાઝતાં તમારી હિંમત કેમ નથી ચાલતી?'

'એટલી તાકાત જોઈએ ને?'

'મજૂરોમાં તો તાકાત પડેલી જ છે. તમારામાં તાકાત નથી.' બલભદ્રનો અવાજ કડક થયો.

'બંગલામાં બેઠા ગમે તેવી જોરદાર વાતો થઈ શકે.'

'નવનીત!' બલભદ્રની આંખમાં ખંજરની અણી ચમકી. નવનીત ચૂપ થયો.

'જો કામદારો મિલનો કબજો લેતાં સુધી લડવા તૈયાર હોય તો હું સાથ આપવા તૈયાર છું.'

'મારે આવવું છે ને?'

'અમે જરા બીજી બાજુ જઈએ છીએ.'

'કઈ બાજુ?'

'દાદર તરફ. તમે હિલ પર જઈ આવજો. કલાકમાં તો હું પાછો આવી જઈશ.'

'સાથે કોણ છે?'

'નવનીત.' બલભદ્ર જવાબની રાહ ન જોતાં બહાર નીકળ્યો. મોટરમાં બેસી ચાલી નીકળ્યો.

રૂપવતીને આ રીતે બલભદ્ર ચાલ્યો ગયો તે મુદ્દલ ન ગમ્યું. ખાસ કરીને નવનીતની સાથે ગયો તેથી એનું મન કચવાયું. પણ મનમાં સમસમી રહી.

દાદરની મારુતિ મિલના કામદારોની ચાલીમાં અગાઉ કદી નહિ આવેલી મોટર આવીને ઊભી રહી. સાંજના સાડાસાતનો સમય હતો. કામદારો ઘેર આવી, કપડાં કાઢી જરા આરામ લેતા હતા. ઓરડીઓમાં ચૂલા સળગવાની તૈયારી હતી. છોકરાં ફળિયામાં રમતાં હતાં. મોટરને જોઈને બાળગુણું સૌ ટોળે વળ્યાં. મોટરમાંથી નવનીત અને બલભદ્ર એક સાથે બે બાજુથી ઊતર્યા.

'એલા, નવનીતભાઈ.' એક છોકરો બોલી ઊઠ્યો.

નવનીત બે વર્ષથી નિયમિત રીતે દરરોજ આ ચાલીમાં કલાક દોઢ કલાક આવતો હતો. ચાલીએ ચાલીએ ફરતો, ઘર ઘરનો એ ભોમિયો હતો. સાજે–માંદે દવાદારૂ આપતો. કજિયા–કંકાસમાં સલાહ આપતો અને કોઈ વાર છાપાં અને ચોપડીઓ વાંચી સંભળાવતો.

બલભદ્ર આજે પહેલવહેલો આવ્યો હતો. એને જોઈને મજૂરો જરા દૂર ઊભા રહ્યા. એની ઊભા રહેવાની છટા, એનો રૂઆબદાર પહેરવેશ જોઈ ને સૌ જરા ખંચકાયા. નવનીતે આગળ આવી પૂછ્યું: 'રામસિંહ ક્યાં છે? અબ્દુલ્લાખાન ક્યાં? બોલાવો જલદી એમને.'

બે જણ બોલાવવા ગયા. બે જણ ખુરશીઓ લઈ આવ્યા.

મલંભદ્ર અને નવનીત બેઠા. સામે સૌ ઊભા રહ્યા. પરચૂરણ વાતચીત થતી હતી ત્યાં રામસિંહ અને ખાન આવી પહોંચ્યા

સફેદ પાટલૂન, પટ્ટાની અંદર ખોસેલું ખાખી ખમીસ, ચકચકતા કથ્થાઈ બૂટ, વાંકડી કાળી મૂછ, વચ્ચે સેંથો પાડીને ઓળેલા લાંબા વાળ; રામસિંહ ચાલીસ વર્ષનો જુવાન હતો. કાઠિયાવાડના સણોસરા ગામનો ગરાસિયો હતો. મારુતિ મિલમાં આઠ વર્ષથી એ નોકરી કરતો હતો. અત્યારે વણાટખાતામાં મદદનીશ મુકાદમ તરીકે કામ કરતો હતો. કડક છતાં મીઠાબોલો, મક્કમ છતાં મળતાવડો રામસિંહ કામદારોમાં પ્રિય થઈ પડ્યો હતો. પગારકાપની હડતાળમાં એ એક મુખ્ય આગેવાન હતો.

ઊંચું ભરાવદાર શરીર, પટ્ટાવાળા ખમીસ ઉપર કાળું જાકીટ, જરીની ટોપી ફરતો પીળો રેશમી સાફો, પકાણી પાયજામો, નાની ભૂરી મૂછો, લાલ ચહેરો અને કાળી લોખંડી મૂઠવાળી જાડી દંડૂકીવાળો અબ્દુલ્લાખાન કામદારોને મન ભયની નિશાનીરૂપ હતો. એની નોકરી છ વર્ષની થઈ હતી. કાંતણખાતાનો એ મુખ્ય મુકાદમ હતો. એની લાગવગ મુસ્લિમ કામદારોમાં અને ભૈયાઓમાં સારી હતી. શેઠ છગનલાલે ખાસ કરીને મરાઠા કામદારો ઉપર દાબ બેસાડવા અબ્દુલ્લાને રોક્યો હતો. પગારકાપની બાબતમાં એ રામસિંહના મતમાં ભળ્યો હતો.

બંનેએ નવનીતને રામરામ કર્યા. બલભદ્રને સલામ કરી.

'આ ઠાકોર બલભદ્રસિંહ' નવનીતે ઓળખાણ આપી.

બંનેએ ફરી સલામ ભરી.

'તમને સૌ ભાઈઓને મળવા આવ્યા છે.'

'અમારા પર ઉપકાર.' રામસિંહ બોલ્યો.

'નવનીત, આપણે કોઈ પણ એક ઘરમાં બેસીએ.' બલભદ્રે કહ્યું.

'હાજી.' નવનીત ઊઠ્યો.

'ચાલો આપણે ઘેર.' રામસિંહ આગળ ચાલ્યો.

'બીજા કોઈને બોલાવવા જેવા હોય તેમને બોલાવો ' બલભદ્રે નવનીતને કહ્યું.

'રામસિંહ, બીજા કોને બોલાવશું ?'

'બીજું તો કોણ ? રાધાકિસન, ગોપાળ,...'

'બસ મુખ્ય મુખ્યનું જ કામ છે.'

પગે ચાલતા જ સૌ રામસિંહને ઘેર આવ્યા. ઘર પ્રમાણમાં મોટું હતું. સ્વચ્છ હતું. ઓરડામાં બે ચટાઈ પાથરી સૌ બેઠા. બલભદ્ર માટે ગોદડું પાથરી ઉપર તકિયો મૂક્યો. બલભદ્રે ગોદડું કાઢી નાખ્યું.

'કેમ સાહેબ, રાખો ને.'

'નહિ, આપણે બધાએ એકસરખા આસને બેસવું જોઈએ.' રામસિંહે ધ્યાનથી સામે જોયું.

વાતચીત શરૂ થઈ નવનીતે ઝગડો કેમ પડ્યો તે ટૂંકમાં કહી સંભળાવ્યું એટલામાં ગોપાળ અને રાધાકિસન આવી પહોંચ્યા.

ગોપાળ જૂનો માણસ હતો. વણાટખાતાનો મુકાદમ હતો. પ્રામાણિક અને બહાદુર હતો. ઉમર પચાસ ઉપરની હતી. લગભગ બધા કામદારો ગોપાળ પ્રત્યે વડીલભાવ રાખતા હતા. સાધારણ રીતે એનો બોલ કોઈ ઉથાપતું નહિ. ગોપાળ ભાગ્યે જ કોઈ હડતાળમાં જોડાતો. આ વખતે એને વાત વાજબી લાગી હતી. રામસિંહના

અધિકાર છે. તમારામાં વધારે અક્કલ છે. તમારી જ અક્કલથી મિલ ચાલે છે. તમે મિલના ખરા માલિક છો.

'પણ આ માલિકી-હક્ક બજાવવો અઘરો છે. એને માટે અસહ્ય દુઃખ વેઠવાં પડશે. મહિનાઓ સુધી હડતાલ ચાલે, ભૂખે મરવા વખત આવે, બીજા કામ પર ચડે તોપણ શાંતિ ન ગુમાવવી અને ટેક ન છોડવી એટલી વાતની ગાંઠ વાળવી જોઈશે.

'જો તમને આ વાત ગળે ઊતરતી હોય તો અત્યારે જેટલા બેઠા છો તે તથા બીજા આઠ-દસ મુખ્ય મુખ્ય માણસો મારી નજર સામે, ઈશ્વરને નામે, ખુદાને નામે કસમ લ્યો કે ગમે તે થશે તોપણ ટેક જાળવશું. જ્યાં સુધી માગણી મંજૂર નહિ થાય ત્યાં સુધી કામે નહિ ચડીએ. ભૂખે મરી જશું પણ તરણું નહિ ચાવીએ. હું અને નવનીત પણ તમારી સાથે જ પ્રતિજ્ઞા લેશું. વધારામાં હું ખાતરી આપું છું કે એક પણ કામદાર ભૂખ્યો હશે ત્યાં સુધી હું જમીશ નહિ.'

ઘડીભર સૌ ઊંડા વિચારમાં પડી ગયા. સૌને માટે આ અણધારી વાત હતી. ઘણી વાર સુધી કોઈ કશું બોલ્યું નહિ એટલે બલભદ્રે કહ્યું: 'નવનીત, હું જાઉં છું. તમે સૌ છૂટથી ચર્ચા કરો. બીજા કોઈ બોલાવવા જેવા હોય તેમને બોલાવી લ્યો. તમારું, તમારા માણસોનું, શેઠનું પાણી માપીને, ભવિષ્યનો પૂરો વિચાર કરીને નિર્ણય કરજો જેથી ઉપાડેલું પગલું પાછું ન લેવું પડે. અને જ્યારે પણ લેવા તૈયાર થાઓ ત્યારે મને બોલાવજો. દરેક ઉતાવળ કરશો નહિ તેમ ખોટી બીક રાખશો નહિ.'

બલભદ્ર ઊઠ્યો. સૌ ઊભા થયા. દરેકના મનમાં બલભદ્ર પ્રત્યે એક પ્રકારની માનની લાગણી પ્રગટી. આજ સુધી એક દાનવીર તરીકે ઓળખાતા ઠાકોરને સૌએ એક લડવૈયાના રૂપમાં જોયો. નમસ્કાર કરીને બલભદ્ર ચાલ્યો ગયો.

## ૧૩

એક કલાકને બદલે અઢી કલાક થયા તેથી રૂપવતી ખૂબ ચિડાઈ હતી. જમ્યા વિના બેસી રહી હતી. મોટરનો અવાજ સાંભળ્યો એવી જ ઉપર જઈને સૂઈ ગઈ.

બલભદ્રે કપડાં ઉતારીને મહારાજને જમવાનું લાવવા કહ્યું. રૂપવતીને બોલાવવા બાઈ મોકલી.

બાઈએ પાછા આવીને કહ્યું: 'સૂઈ ગયાં છે.'

બલભદ્ર સમજી ગયો. ઉપર જઈને પલંગ પર બેઠો. પીઠ થાબડતાં બોલ્યો: 'ચાલ ઊઠ, આજે જરા કામને લીધે મોડું થઈ ગયું.'

'અમારે નથી જમવું.'

'ત્યાં સુધી મજૂરને કોણ તું ખાવા દઈશ ?'

'હું શું દેતો'તો, ભગવાન દેશે.'

'ભગવાનને કોણે દીઠો છે? તારે ઠીક વગર પૈસાની સલાહ આપવી'

'નહિ, મે પાણી મૂકયુ છે'

'કે ?'

'જ્યા સુધી એક પણ મજૂર ભૂખ્યો હોય ત્યા સુધી મારે ન જમવુ'

રૂપવતીના હાથમા કોળિયો ચભી ગયો બલભદ્ર સામે એ ઘડીભર જોઈ રહી બલભદ્રનો નિશ્ચય કદી ન તૂટે એ એ જાણતી હતી.

'એવુ પણ શા સારુ લીધુ ?'

'એ વિના એની ભેગ કેમ તણાય ?'

'તારો દી ફરી ગયો છે, બીજુ કાંઈ નથી આ બધા કામા ઓલ્યા નવનીતના છે'

'તને આટલા વરમે ય બોલવાનું ભાન ન આવ્યુ ?' બલભદ્ર સહેજ રીસમા બોલ્યો.

'તને બધુ ભાન છે હું તો તારા સારા સારુ કહુ છું. 'મારે શુ, અત્યારથી જ ભૂખ્યો રહે ને ? ખાધા વિના કોઈનુ શરીર ચાલ્યુ છે ?'

બલભદ્ર શાંતિથી જમતો હતો રૂપવતી જરા ધીરી પડી. સહાનુભૂતિભર્યા અવાજે બોલી 'બીજુ કાંઈ નહિ, આપણુ ઈ કામ નહિ પાંચ-પચીસ રૂપિયા આપ એ સારી શિખામણ આપ. તને હું ના પાડુ તો કહેવુ બાકી, આવી હુજ્જત ન કરવી'

બલભદ્રને હાથ ધોતો જોઈને રૂપવતી ચમકી. વાત એકદમ બદલાઈ ગઈ. 'સવારે ય પૂરુ ખાધુ નથી અને અત્યારે કેમ ઊઠયો ? ખમ દૂધ-પૂરી મગાવુ.'

'ના, મને ભૂખ નથી.'

'ભૂખ કેમ નથી? ભાઈને પાછો એક શબ્દે ય કહેવાશે નહિ. લે હવે નહિ બોલું. માફ કર. મહારાજ, થોડી પૂરી ને વાટકો ભરીને દૂધ લાવો.'

બલભદ્રને આગ્રહ કરીને ફરી જમાડીને રૂપવતી ઉપર લઈ ગઈ. અર્ધોક કલાક આડી-અવળી વાતો કરી બલભદ્ર પથારીમાં પડ્યો. આંખ મીંચી ઊંઘવા પ્રયત્ન કર્યો. પણ ઊંઘ આવી નહિ. રૂપવતી તો થોડી વારમાં જ ઘસઘસાટ ઊંઘવા લાગી. રૂપવતી સામે બલભદ્ર જોઈ રહ્યો. મનમાં વિચારવા લાગ્યો: 'આનું મારે શું કરવું? આજે દસ વાગ્યા, કાલે અગિયાર વાગશે. પરમદિવસે મધરાત થશે. અને આમ રોજ બોલાચાલી થાય તો બેયના મનને કલેશ વધે. એને કેમ કરીને આ બધી વાત ગળે ઊતરે? હજી પૂરું વાંચતાં ય આવડતું નથી. મારી વાત તો કાને જ ધરતી નથી. નવનીત સાથે બારમો ચંદ્રમા છે. આજ સુધી રહેતો એમ એની સાથે રાત-દિવસ રહું, નાટક-સિનેમામાં જાઉં, મોટરોમાં ફર્યા કરું, ભાઈબંધ-દોસ્તદારોની પાર્ટીઓમાં રંગરાગ ઉડાવ્યા કરું એ જ એને ગમે છે. મને હવે એ કડવું ઝેર લાગે છે. એક મારુતિ મિલ જ નહિ પણ દરેકેદરેક મિલ, એકેએક કારખાનું, મજૂરોના હાથમાં આવી જાય, જમીનનો એકેએક વીઘો ખેડૂતના હાથમાં આવી જાય

'આપને લેવા. પ્રતિજ્ઞા કરવા સૌ તૈયાર છે.'

'શાબાશ ! ચાલો ' બંને નીચે ઊતર્યા. ઝટપટ કપડાં પહેરી બલભદ્ર નીકળ્યો. અર્ધા કલાકમાં રામસિંહના મકાન પર આવી પહોંચ્યા. મોટરનો અવાજ સાંભળી રામસિંહ બહાર આવ્યો. બલભદ્રે બેસનાર્વેત સૌનો મત પૂછી લીધો. પછી કહ્યું: 'આપણી ટેક રાણા પ્રતાપની જેવી અડગ રહેવી જોઈએ. માટે હજી વિચાર કરવો હોય તો કરી લ્યો. જેલમાં જવું પડશે, માર ખાવા પડશે, નોકરી તૂટી જશે, બૈરાં-છોકરાં ભૂખે મરશે અને ઘરબાર વિના રઝળશો.'

'અમે બધો વિચાર કરી લીધો છે.'

'ચાલો ત્યારે.'

'થોભો જરા.' વૃદ્ધ ગોપાળે ગીતા મગાવી.

'ગીતાની શી જરૂર છે!' નવનીતે અણગમો બતાવ્યો.

'અમારે જરૂર છે.'

ગીતા આવી. સૌથી પહેલી બલભદ્રે ગીતા ઉપાડી અને રામને નામે સોગંદ લીધા. નવનીતે ગીતા ઉપાડ્યા વિના પોતાનો નિશ્ચય જાહેર કર્યો. અબ્દુલ્લાખાને કુરાનને નામે કસમ ખાધા. પછી રામસિંહ, ગોપાળ, રાધાકિસન અને બીજા દસ જણે એ જ પ્રમાણે પ્રતિજ્ઞાઓ કરી.

રામસિંહ ઊઠીને ઘરમાં ગયો ને ગોળ લઈ આવ્યો. સૌનું ગળ્યું મોં કરાવ્યું. નવનીત બબડ્યો: 'આવી જુનવાણી રીતો હજી ગઈ નહિ '

'અરે ભાઈ, આમાં તો મજૂર માત્રનો મનખ્યો સુધરી જવાનો છે. તું જો તો ખરો. આ કાંઈ સાધારણ વાત છે?'

'ખરી વાત કરે છે ' બલભદ્રે ટેકો આપ્યો. 'જો આપણે આ લડતમાં ખરા દિલથી, સ્વાર્થ છોડીને અડગ રહીએ તો

મજૂરો જ નહિ પણ મહેનતુ વર્ગ માત્ર સુખિયો થઈ જાય, એવો દિવસ આવે.'

'સચ બાત.' ખાન બોલી ઊઠ્યો.

સૌ ભારે હૈયે ઊભા થયા. કોઈ મહાભારત કામ માથે ઉપાડ્યું હોય તેમ ગંભીર શાંતિથી વીખરાયા.

બહાર સૂનકાર હતો. કૂતરાં પણ ભસતાં ન હતાં. દીવાઓ ઝાંખા થઈ ગયા હતા. આકાશમાં ચંદ્ર ન હતો તારાઓ એકલા ઝબૂકતા હતા. દલિત–વર્ગના દુઃખોની માફક મધરાત નમી ગઈ હતી. બલભદ્રે સૌને હાથ જોડ્યા અને નિર્જન, નિઃશબ્દ માર્ગો ઉપર થઈને એની મોટર ચાલી ગઈ.

## ૧૪

કાળી, લાલ, ભૂરી, સફેદ ટોપીઓ, લાલ, કેસરી, વાદળી સફેદ પાઘડીઓ, એવી જ વિવિધરંગી સાડીઓ, મેલાં ને ઉજળાં ધોતિયા ને પાટલૂન, ખમીસ ને પહેરણ પહેરેલા, કાળા, ભીનેવાન અને ઘઉંવર્ણા, તેજસ્વી અને ફિક્કી આંખોવાળા, લઠ્ઠ અને દૂબળા શરીરવાળા, રોગી અને નિરોગી એવા લગભગ પંદર-સો માણસો એક ખુલ્લા ચોગાનમા એકઠા મળ્યા હતા.

સામે એક સાધારણ ઊંચુ, લાંબું મેજ ગોઠવ્યું હતું. મેજ પાસે એક પાથરણા ઉપર બલભદ્ર, નવનીત, ગોપાળ, રામસિંહ, અબ્દુલ્લા અને રાધાકિસન વગેરે બેઠા હતા. મારુતિ મિલના કામદારોની સભા મળી હતી. વીજળી-બત્તીની રોશનીથી મજૂરોના ચહેરા પરનો નવીન ઉત્સાહ જોઈ શકાતો હતો.

બરાબર નવ વાગ્યા એટલે નવનીત ઊઠ્યો. મેજ આગળ આવીને એણે બોલવું શરૂ કર્યું: 'વહાલા દોસ્તો, તમે સૌ જાણો છો કે આજે આપણે શા માટે એકઠા થયા છીએ. આપણે આજે ભાષણો સાંભળવા કે ખાલી ચર્ચાઓ કરવા મળ્યા નથી. પણ એક ઠરાવ કરવા મળ્યા છીએ. એ ઠરાવ ઉપર આપણું જ નહિ પણ સમસ્ત મજૂર-આલમનું હિત તોળાઈ રહ્યુ છે ઠરાવનું મહત્ત્વ ધ્યાનમાં લઈને આજની સભાનું પ્રમુખસ્થાન આપણા સૌના માનિતા મુરબ્બી ગોપાળ જોષી લે એવી હું દરખાસ્ત કરું છું.'

રામસિંહે નવનીતની દરખાસ્તને ટેકો આપ્યો અને તાળીઓના અવાજ વચ્ચે ગોપાળ જોષી મેજની સામે પડેલી ખુરશી પર બેઠા. તેમણે રામસિંહને ઠરાવ વાંચવા કહ્યું.

રામસિંહ ઊઠયો આગળ આવતા વાળને પાછા કાઢી, આંખો વધારે પહોળી અને સ્થિર કરી, દરેકેદરેક શબ્દ ઉપર ભાર મૂકી, પગાર-કાપને બદલે આવી લડત ઉપાડવાનુ રહસ્ય સમજાવી ઠરાવ વાંચી સભળાવ્યો. 'મારુતિ મિલના કામદારોની આ સભા માને છે કે મિલનો વહીવટ કરનાર મડળમા કામદારોની બહુમતી હોવી જોઈએ. અને એવા મડળના હાથમા મિલનુ સચાલન ન આવે ત્યા સુધી કોઈ પણ કામદારે કામ ઉપર ન જવુ એવો આ સભા ઠરાવ કરે છે આ લડતમા એકેએક કામદાર એકજીવ થઈને છેક લગી લડી શકે, ફાટફૂટ ન થાય તે માટે સાથેના પ્રતિજ્ઞાપત્ર ઉપર દરેકે ઈશ્વરને-ખુદાને હાજર જાણીને સહી કરવી '

ઠરાવ ઉપર પદર મિનિટ સુધી રામસિંહે સણુમણુતુ ભાષણુ કર્યું. મજૂરો ઉપર થતા જુલમો, મોટા નફો ઉઠાવી જતા શેઠિયાની આપખુદી, વગેરે ખુલ્લા શબ્દોમા રજૂ કર્યા.

ઠરાવને ટેકો આપતાં અબ્દુલ્લાએ જોરદાર જબાનથી મજૂરોની સ્થિતિનુ સાચુ બ્યાન કર્યું અને એમાંથી છૂટવા સર્વ સત્તા પોતાના હાથમાં લેવા આ ઠરાવને ટેકો આપી લડતમા ઝૂકી

વળગી રહો તો કોઈની મગદૂર નથી કે તમારા હકને ડુબાવી શકે.

'મેં રાતે કહ્યું હતું અને અત્યારે પણ તમારી સૌની વચ્ચે કહું છું કે તમારી આ લડત ન્યાયની છે; તેમાં હું તમારો સાથી છું. તમારામાંનો એક જણ પણ ભૂખ્યો હશે ત્યાં સુધી હું જમીશ નહિ. ગમે તેવાં દુઃખ આવી પડે તોપણ એને હસતે મોઢે સહી લઈને ઠરાવને વળગી રહેશો તો વિજય આપણો જ છે.' બલભદ્ર બેઠો અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'થી મેદાન ગાજી રહ્યું.

ગોપાળે વક્તાઓનાં કથનનો સાર કહી સંભળાવ્યો અને ઠરાવ પર મત માગ્યો. એકેએક હાથ ઊંચા થયા. સૌને ઊભા થવાની સૂચના કરી. એક એક વાક્યે આખી પ્રતિજ્ઞા બોલાવી સોગન લેવરાવ્યા.

આનંદના પોકારો વચ્ચે સભા વીખરાઈ.

તરત જ રામસિંહના મકાનમાં આગેવાનો એકઠા મળ્યા. બલભદ્રે વાત શરૂ કરી: 'જુઓ ગોપાળ જોષી, અબ્દુલ્લા, આપણે બહુ સાવચેત રહેવાનું છે. જૂના કામદારોને મક્કમ રાખવા વારંવાર સમજુતી આપવી, નવા આવનારને સમજાવી પાછા કાઢવા, શેઠ બોલાવે ત્યારે મળવા જવું, રોજ રાતે સભા ભરી, આખા દિવસના કામની વાત કરી બીજા દિવસ માટે તૈયારી કરવી, કોઈ પણ બેકાર મજૂર તોફાને ચડી આડુંઅવળું ન કરે તેમ ભૂખે ન મરે, આ બધું આપણે સંભાળવાનું છે.'

એ જ વખતે કામના વિભાગ પાડવામાં આવ્યા. રામસિંહ અને ગોપાળ જોષી મજૂરોને સમજાવટ તથા શેઠની મુલાકાતો. નવનીત અને અબ્દુલ્લાઃ નવા મજૂરો ઉપર ચોકીપહેરો. બલભદ્ર અને રાધાકિશનઃ મજૂરોની સંભાળ.

મોડી રાતે યુદ્ધસમિતિ વિખૂટી પડી.

## ૧૫

શેઠના પોતાના કાર્યાલયમાં મોટા સુશોભિત મેજ ફરતા પાચ માણસો બેઠા છે. મેજ ઉપર વ્યવસ્થિત રીતે ગોઠવેલી ચીજો કે રંગબેરંગી સુગંધિત ફૂલદાની—કોઈ પણ વસ્તુ તરફ બેઠેલાનું ધ્યાન નથી. સૌ ગંભીર વિચારમાં આંખોને મનમાં સંઘરીને બેઠા હોય તેમ શૂન્યદૃષ્ટિ થઈને બેઠા છે.

મોટી ત્રણું બાજુ ગોળ ફરી શકે તેવી ચકરડી ખુરશીમાં શેઠ છગનલાલ બેઠા હતા. આશરે પિસ્તાળીશ વર્ષની ઉંમર, અદોદળું શરીર, માથામાં વચ્ચે ટાલ, ટાલની બંને બાજુ સફેદ થવાની તૈયારીમાં આવેલા વાળ, કાતરીને સરખી કરેલી મૂછો, ધોતિયું, ખમીસ અને ઉપર લાંબો કોટ, શ્રીમંતાઈ બતાવતાં કિંમતી બટનઃ શેઠ રૂઆબથી શરીર કહ્યું ન કરે એવી અક્કડાઈથી બેઠા હતા. અમદાવાદી પાઘડી ટેબલ પર શાંત થઈને એક ખૂણામાં બેઠી હતી. શેઠે હોઠ સખતાઈમાં બીડેલા હતા અને કપાળમાં ક્રોધથી સહેજ કરચલી પાડી હતી. ઝટ દઈને સીધી વાત મૂકે નહિ એવો સ્વભાવ બતાવતી એમની દાઢી જરા આગળ આવેલી હતી

સામી બાજુ ચાર જણુ બેઠા હતા. પહેલે નંબરે મેનેજર મિ. શાહ હતા. એમણે પીળાશ પડતા રંગનાં નવી ફેશનનાં કોટ-પાટલૂન પહેર્યાં હતાં. રાખોડી રંગની ગોળાઈ હેટ ટેબલ પર મૂકી બાબરીને સરખી કરતા એ બેઠા હતા ઘણા જ ચિંતાતુર હોવાનો ડોળ કરતા એ ઘડી ઘડીમાં ચોરીછૂપીથી શેઠ સામે જોઈ લેતા હતા. એમને લાગવગથી આ હોદ્દો મળ્યો હોય એમ લાગતું હતું.

એમની કમઅક્કલ તથા નરમ સ્વભાવને લીધે મજૂરો એમને ખટ ગણકારતા ન હતા.

મૅનેજરની બાજુમાં બેઠેલો માણસ બધાથી જુદો તરી નીકળતો હતો. પોશાકમાં, શરીરમાં, સ્વભાવમાં, વર્તનમાં બધી રીતે એ અનોખો હતો. એનું શરીર એકવડિયું હતું. શુદ્ધ ખાદીનું ધોતિયું અને પહેરણ એણે પહેર્યાં હતાં. ચંચો ફેરવીને તદ્દન સાફ કરેલા માથા ઉપર એણે ગાંધી-ટોપી પહેરી હતી. નીકલની ફ્રેમનાં પોળાં ચશ્માં એની સાદાઈની નિશાની રૂપ હતાં. ભૂલથી આ જગ્યાએ એ આવી ગયા હશે એમ પ્રથમ નજરે જોનારને લાગતું હતું. પણ એની કુશાગ્ર બુદ્ધિ, નિખાલસતા, પ્રમાણિકતા અને મિલ-ખાતાના કામના અનુભવે એમને આ જગ્યા અપાવી હતી. અને એ જગ્યાને એ શોભાવતા હતા. પોતાના સાદા સંયમી જીવનથી એમણે મિલ-માલિકથી માંડીને અદના મજૂર સુધી સૌના દિલમાં પૂજ્યભાવ પ્રગટાવ્યો હતો. અધિકારીઓની આપખુદી અને મજૂરો-ની હડતાળો એ બન્નેથી આજ સુધી એ અલગ રહ્યા હતા. એ મદદનીશ મેનેજર મિ. બાબુભાઈ પંડિત હતા.

એમની બાજુમાં બેઠેલા વીવિંગ અને સ્પિનિંગ માસ્તરો શેઠના હુકમની રાહ જોતા હતા. શેઠનો હુકમ એ જ એમનો મત હતો. એ જ એમનું જીવન હતું.

શેઠે ઊંડો નિશ્વાસ મૂકીને મદદનીશ મેનેજર સામે જોઈને પૂછ્યું. 'બોલો મિસ્ટર બાબુભાઈ, આપનો શો મત છે?'.

બાબુભાઈએ મિ. શાહ સામે જોયું. શાહ બોલી ઊઠ્યાઃ 'મને તો શેઠ સાહેબની વાત ખરી લાગે છે. ગમે તેમ કરીને આ લોકોને સીધા કરવા જોઈએ. પગારકાપની વાત હતી ત્યાં સુધી ઠીક હતું. પણ આ તો અસહ્ય છે. આમ પારકી પૂંજીના ધણી થવા આવે તે કેમ ચાલે?' બોલતાં બોલતાં મિ. શાહ ગરમ

થઈ ગયા. પણ એમની ગરમીની અસર બાબુભાઈ પર મુદ્દલ ન થઈ. એ તો શાંત મુખમુદ્રાથી જેમના તેમ બેસી રહ્યા. શાહનું કથન પૂરું થયું એટલે ધીમે પણ ચોખ્ખે અવાજે એ બોલ્યા: 'હું તમારા બંનેથી જુદો પડું છું. મને કામદારોની વાત વાજબી લાગે છે.'

શેઠે ઊંચે જોયું. શાહે બાજુમાં જોયું. બંને માસ્તરો સાંભળી રહ્યા.

'સંચા ગોઠવવાથી માંડીને કાપડ તૈયાર થઈ ગાંસડી બંધાતા સુધીની તમામ ક્રિયા મજૂરો જ કરે છે. નવી નવી ભાતો પણ તેઓ જ શોધી કાઢે છે. આપણામાંનો કોઈ હુકમ ચલાવવા સિવાયનું કશું કામ કરી શકતો નથી. છતાં મિલ આપણી ગણાય છે. મિલમાં આપણું ધાર્યું થાય તેમ આપણે ઇચ્છીએ છીએ. આ ચોખ્ખો અન્યાય છે. તમે કહેશો: શેઠે મૂડી રોકી માટે મિલ તેમની.' એ પણ નકામી ઊંધા પાટા બાંધવાની વાત છે. સહેજ ઊંડા ઊતરીને જોતાં જણાશે કે એ મૂડીનાં મૂળ જુગાર અને છેતર-

'હું પસ્તાઈશ કે તમે? મેં તમને ઉપદેશ આપવા નથી બોલાવ્યા. ગમે તેવા તોપણ તમે મારા નોકર છો. મિસ્ટર શાહ, જાઓ ગોપાળ અને રામસિંહને હાલ ને હાલ બોલાવી લાવો. બાબુભાઈ, તમે જઈને તમારા કાર્યાલયમાં કામ કરો. મિસ્ટર મુનશી, દેસાઈ, તમે બન્ને નવા મજૂરો શોધી લાવો. ભલે દોઢા દર દેવા પડે. હું આ લોકોને બતાવી આપવા માગું છું.' શેઠે જોરથી મુઠ્ઠી ટેબલ પર પછાડી. મી. શાહ, દેસાઈ અને મુનશી ગયા. બાબુભાઈ બેસી રહ્યા.

'કેમ બાબુભાઈ, મેં કહ્યું તે ન સાંભળ્યું ?'

'સાંભળ્યું.'

'તો પછી કેમ બેઠા છો ?'

'આપ શાંતિથી સાંભળો તો મારે બે શબ્દ કહેવા છે.'

'મારે તમારો એક શબ્દ નથી સાંભળવો.'

'તો પછી હું છૂટો થવા માગું છું.' બાબુભાઈ દૃઢતાથી બોલ્યા.

શેઠ સહેજ ચમક્યા. પણ મનનો ડર મનમાં છુપાવી, રોષભર્યા અવાજે ગર્જ્યા: 'એટલે તમે પણ આ બદમાશો સાથે ભળી જવા માગો છો એમ ? જાઓ હું કોઈનાથી ડરતો નથી.'

'શેઠ, આવડું બધું અભિમાન ન કરીએ. રાજા રાવણનો પણ અહંકાર રહ્યો નહોતો. રાવણે વિભીષણના સાચા બોલ સાંભળ્યા હોત...'

બાબુભાઈ આ ફેરફાર ન સમજ્યા. શેઠને આમ અચાનક ઢીલા પડેલા જોઈ તેમણે કહ્યુ: 'આમાં ગભરાઈ જઈને આડું-અવળું કરવાથી અંતે નુકસાન જ થાય.'

'પણ બાબુભાઈ,' શેઠ બાબુભાઈની પાસે આવ્યા. હેતથી મૂકતા હોય તેમ ખભે હાથ મૂકી સહેજ નીચે વળી બોલ્યા. એમના અવાજમાં કરુણા ભરી હતી. 'આજ ચાર વરસથી તમે અહીં છો. તમારી સાથે કદી હું ઊંચે સાદે બોલ્યો છું?' બાબુભાઈ સાંભળી રહ્યા. શેઠે થોડી વારે પૂછ્યું: 'તમે સમજ્યાને બાબુભાઈ?'

'જી ના, હું નથી સમજ્યો.'

'હું ઇચ્છુ છું કે તમે આ કટોકટીને વખતે મારી પડખે રહો.'

'મને કામદારોની માગણી વાજબી લાગે છે. એ ન સ્વીકારાય ત્યાં સુધી મારાથી કામ ન થઈ શકે.'

'એટલે તમે મિત્ર મટી દુશ્મન થવા માગો છો?' ધારી મુરાદ બર ન આવી એટલે શેઠ બદલ્યા.

'હું મારો ધર્મ બજાવવા માગું છું.'

'તમે આમ ખરે વખતે ફસકી જશો એમ મેં જાણ્યું હોત તો તમારા ઉપર વિશ્વાસ પહેલેથી ન મૂકત.'

'મેં કદી વિશ્વાસભંગ નથી કર્યો.'

'આ બીજું શું?'

'ઠીક ત્યારે, હું રજા લઈશ.' બાબુભાઈ ઊઠયા. શેઠ એકીટશે જોઈ રહ્યા. બાબુભાઈએ હાથ જોડી માથું નમાવ્યું. એમના હૃદયમાં થતી વેદના ચહેરા પર સ્પષ્ટ જણાતી હતી. ટોપર ઉપાડી તેઓ બહાર નીકળ્યા ત્યારે પટાવાળો અને ભૈયો કંઇક પૂછવા જતા હતા પણ બાબુભાઈ પાછળ બારણામાં શેઠને ક્રોધિત ચહેરે ઊભેલા જોઈ એમની જીભ સિવાઈ ગઈ.

બાબુભાઈ દેખાતા બંધ થયા એટલે શેઠે બારણું ખાલી બંધ કર્યું. પોતે આંટા મારવા લાગ્યા. એમનું મગજ જોસબંધ ધમધી રહ્યું હતુ. ધન, માલ અને પ્રતિષ્ઠા ત્રણે એક સાથે એમની રજા લેવા તૈયાર થયા. ન્યાય અને સાચની મૂર્તિ જેવા બાબુભાઈ જતાં શેઠ માત્ર ક્રોધ અને અભિમાનના પૂતળા જેવા બની રહ્યા. 'શું કરુ ? નમતું તો ન જ મૂકવુ. પણ આમા નમતું મુકવાનો સવાલ જ ક્યાં છે ? લોહીનું પાણી કરીને મેળવેલી મૂડી, રાતોના ઉજાગરા અને મગજના તાર ઢીલા પડી જાય એટલી ચિંતાઓને પરિણામે ઊભી થયેલી મિલ હાથે કરીને બીજાને આપી દેવી ? એ કેમ બને ? અને બીજા ભાગીદારોનુ શું ? ઉપરથી ઇશ્વર ઊતરશે તોપણ એ વાત બનનાર નથી.' શેઠના મને નિશ્ચય કર્યો.

એ જ વખતે મિ. શાહ આવ્યા. સાથે ગોપાળ અને રામસિંહ હતા. બંનેએ શેઠને સલામ કરી. શેઠે માત્ર ઊંચે જોયું. ચહેરો એવો ને એવો ઉગ્ર રાખી, પગથી માથા સુધી બંનેની સામે નજર ફેરવી શેઠ મૂજતે અવાજે બોલ્યાઃ 'આ શુ માંડ્યું છે રામસિંહ ?'

'અમારી માગણી અમે કાગળમાં જણાવી છે.'

'કાગળિયો તો જોયો હવે. તમે આ ધાંધલ શું માંડ્યું છે એ પૂછું છું.'

'ધાંધલ કાંઈ નથી '

'ધાંધલ તો ખરું જ. નકામા પેલા નવનીત અને ઠાકોરના ચડાવ્યા ચડ્યા છો પણ મરી જશો. આનું પરિણામ શું આવશે ખબર છે ?'

'અમારી માગણી આપને કબૂલવી પડશે.' નીડર રામસિંહ બોલ્યો.

'તમે બધાં ભૂખ ભેગાં થઈ જશો. મેં તો હમણાં જ મુનશી અને દેસાઈને મોકલ્યા છે. બધા જ નવા માણસો રોકી મિલ ચલાવીશ. તમારી ઉપર ભૂંગળું નથી ભાંગ્યું.'

'એ તો જોશું.' ગોપાળ બોલ્યો.

'ગોપાળરાવ,' શેઠ ગોપાળ સામે ફર્યા. 'તારા ઉપર મને કેટલી આશા હતી. તું પણ આ છોકરવાદમાં ભળ્યો? તને તારા ધોળામાં ધૂળ નાખવાનું ક્યાંથી સૂઝ્યું?'

'શેઠ સાહેબ,' રામસિંહ ગરમ થયો. 'વધતો બોલ બોલવાની જરૂર નથી. આપને બીજું કાંઈ કહેવાનું ન હોય તો અમે રજા લેશું.'

'બસ મારે બીજું કશું કહેવાનુ નથી. મિસ્ટર શાહ, આપણી પોતાની ચાલીમાં કેટલા માણસો છે?'

'અઢીસો હશે.'

'એ બધાને કામે ચડવાનો હુકમ આપો.'

'ન ચડે તો?'

'તો ચાલી ખાલી કરાવો. મકાનમાથી ઘસડીને બહાર કાઢો. સબાચા ફેંકાવી દો સાલાના. પૂછવા શુ ઊભા રહો છો?' શેઠનું મગજ ખસી ગયું.

રામસિંહ અને ગોપાળ ચાલ્યા ગયા. બહાર દરવાજે આવ્યા ત્યાં પહેરગીરે રામસિંહના કાનમાં પૂછ્યું: 'ક્યોં જી, છોટા સા'બ કો ભી નિકાલ દિયા?'

'કૌન કહતા હૈ?'

'હમને સુના.'

રામસિંહે ગોપાળ સામે જોયું.

'ચાલો આપણે બાબુસા'બને બંગલે જઈ ખાતરી કરીએ. દેખો સિપા અભી રાધાકિસન આયગા; ઉસકો ચાલીમેં ભેજ દો.'

કહીને બન્ને ચાલ્યા થોડે દૂર જતાં રસ્તામાં બળભદ્રની મોટર સામી મળી. બળભદ્રે મોટર ઊભી રાખી.

'કેમ શા ખબર છે?'

'સાભળ્યુ છે કે નાના સાહેબને રજા આપી '

'કોણ નાના સાહેબ?'

'અમારા આસિસ્ટંટ મેનેજર. પણ કેવો દેવ જેવો માણસ છે.'

'તમે ક્યાં જાઓ છો અત્યારે?'

'અમે એમને બંગલે જતા હતા.'

'ચાલો હું પણ આવુ '

'આપ!'

'એમાં શુ? એવો માણસ આપણને બહુ ઉપયોગી થઈ પડે. બેસી જાઓ પાછળ '

રામસિંહ અને ગોપાળ પાછલી બાજુ બેઠા. ઠેકાણું બતાવ્યુ. બળભદ્રે જી આઈ પી. માટુંગા તરફ મોટર મારી મૂકી

૧૬

ડાંથે પાણી પાઈ, હાથે કચાગ ગોડીને બનાવેલો નાનકડો કળામય બગીચો, બેઠા ઘાટની નગલી, એક બાજુ ખપાટિયાની ત્રાટી બનાવીને ઉપર ચડાવેલી ફૂલવેલ, બીજી બાજુ તાર ઉપર સુકાતા જાતે કાંતેલાં સૂતરના સફેદ કપડા, ઊડીને આંખે વળગે એવી સ્વચ્છતા—આવા સદ્‌ગૃહસ્થના મકાન આગળ ભભકાદાર મોટર આવીને ઊભી રહી.

રામસિંહ, ગોપાળ અને બલભદ્ર ઊતર્યા.

રામસિંહે અંદર જઈને પૂછ્યુઃ 'સાહેબ છે !'

'હા, છે.' સસ્કારી યુવતીનો અવાજ બલભદ્રને પરિચિત લાગ્યો

દીવાનખાનામાં નેતરની ચાર ખુરશીઓ અને વચ્ચે ટેબલ મૂકેલું હતું ટેબલ પર ભરત ભરેલો ખાદીનો રૂમાલ બિછાવેલો હતો. રામસિંહે બારણામા ઊભા રહી બલભદ્રને આવકાર આપ્યોઃ 'પધારો અંદર. સાહેબ હમણાં આવે છે.' સૌ દીવાનખાનામાં બેઠા.

બલભદ્રની નજર ભીંતે લટકાવેલા ફોટાઓ જોવા લાગી. લાલ ફેંટા, લાંબો કોટ, મોટી કોરનું ધોતિયુ, કપાળમાં ત્રિપુંડ, હાથમાં પુસ્તક, મોટી મૂછો, ગોળ ચહેરો, આધેડ વયના બાબુભાઈના પિતા અને બાજુમાં તેમના માતા બેઠાં હતા. વચ્ચે નાનો દીકરો બેઠો હતો. બલભદ્ર પરિચિત ચહેરા સામે જોઈ રહ્યો. 'માસ્તર તો નહિ !' મનમા બોલ્યો અને ટગર ટગર જોઈ રહ્યો. બાજુનો ફોટો જોયો અને એની શકા ટળી ગઈ. લાંબી બંગલોર

કૅપ, હાફકોટ, પાટલૂન, બૂટ પહેરીને વિલ્સન કૉલેજનો વિદ્યાર્થી બાબુભાઈ બેઠો હતો અને બાજુમાં વચ્ચે સેંથો પાડીને ઓળેલાં ઓડિયાં, સાચી અટલસનું છુટાદાર જાકીટ, રેશમી ખમીસ, કસ-કસતી સુરવાળ, વાધરીવાળા બૂટ, ડાબે પગે રૂપેરી તોડો, હાથમાં રૂપેરી મૂઠવાળી તલવાર રાખીને ભભો જુગારી બેઠો હતો.

બલભદ્ર ઊભો થઈને ભીંત પામે ગયો. રામસિંહ અને ગોપાળ નવાઈ પામ્યા. બલભદ્ર જેવો મોટો માણસ પારકા ઘરનાં માણસોના ફોટા જોઈ આટલો અધીરો કેમ થયો ?

બલભદ્રે રામસિંહને પૂછ્યુઃ 'સાહેબનું નામ શું ?'

એ જ ક્ષણે બાબુભાઈ દીવાનખાનામાં દાખલ થયા. રામસિંહ અને ગોપાળ ઊભા થયા. બલભદ્રે પાછા ફરીને જોયું. ગોઠણ-થી સહેજ ટળતું છૂટી પાટલીનું પચિયું, ઉઘાડા સૂમ શરીર પર દૂધ જેવું ઊજળું જનોઈ, શાંત હસમુખો ચહેરો; વરસો પહેલાંના બાબુભાઈને જોતાં જ બલભદ્રનું હૈયું હાથ ન રહ્યું. 'બાબુભાઈ' કહીને એ ભેટી પડ્યો.

રામસિંહ અને ગોપાળના આશ્ચર્યનો પાર ન રહ્યો. હર્ષોર્મિ શમી એટલે બંને બેઠા બેસતાં બેસતાં બાબુભાઈએ કહ્યું: 'હું તો તમને ઘણી વાર યાદ કરતો '

'હા, આપણે કુંડલે પડાવેલો.'

'હમણાં બાપા ક્યાં છે?'

'પીકવડી.'

'તમે ગયા નહિ હો.'

'ગયો'તો ને! કાના ભાભા ઝીંઝુકાના આંબાવાડિયામાં મળ્યા હતા.'

'હા.' પિતાના સ્મરણથી વિહ્વળ બનીને બલભદ્ર સાંભળી રહ્યો.

'મને પૂછ્યું કે મારા ભભાને ક્યાંઈ દીઠો!'

'અરેરે.' બલભદ્રે નિસાસો મૂક્યો.

'રામસિંહ અને ગોપાળ નવાઈ પામી એકબીજા સામે જોઈ રહ્યા.

'માને નહિ દીઠાં હોય.'

'ના. પણ મેં માના સમાચાર પૂછ્યા હતા.'

બલભદ્ર ઊંચે જોઈ રહ્યો. 'બાબુભાઈ, બધું જાણે નજર સામે તરે છે.'

'ભાઈ રામસિંહ, ગોપાળ, ખાસ ઉતાવળ ન હોય તો તમે બાજુના ઓરડામાં બેસો. હું જરા ઠાકોર સાહેબ સાથે વાતચીત કરી લઉં.'

'અરે એમની સાથે જ હું આવ્યો છું. અને અમે સૌ એક જ કામે આવ્યા છીએ.'

'મને એમ કે તમે મને મળવા આવ્યા છો અને એ લોક મિલના કામે આવ્યા હશે.'

'ના ના, એમ નથી.'

'ત્યારે હું આ ભાઈઓને આપણી ઓળખાણની વાત કરી દઉં એટલે એમને અતડું લાગે નહિ,' કહીને બાબુભાઈ બોલ્યા:

'રામસિંહ, નાનપણમાં અમે બંને એક જ ગામમાં રહેતા. એક જ નિશાળે ભણતા, એક સાથે જ રમતા.'

'વાહ, બહુ સારું થયું. આપ બંનેનો ભેટો થયો.'

'અને વળી ખરે વખતે.' ગોપાળે ટેકો આપ્યો.

'ચાલો ત્યારે આપણે મિલની વાત પહેલી કરીએ. આપણી જૂની વાતો નિરાંતે ઉખેળશું.' બલભદ્ર બોલ્યો: 'મેં સાંભળ્યું છે કે તમને છૂટા કર્યા.'

'છૂટો કર્યો નથી. પણ જ્યાં સુધી મજૂરોની માગણી પૂરી ન થાય ત્યાં સુધી કામ કરવાની મેં ના પાડી છે.'

'એટલે તમને અમારી માગણી વાજબી લાગી છે.'

'જરૂર.'

'હું આમાં સાથે છું એ ખબર છે કે નહિ?'

'નથી. કોઈ કહેતું હતું ખરું કે નવનીતલાલના શેઠ આમાં ભળ્યા છે.'

'હજી કોઈ નથી આવ્યું, પણ દેસાઈ અને મુનશી માસ્તર લેવા ગયા છે.'

'આપણે પહેરા ગોઠવવા જોઈએ.' બલભદ્ર બોલ્યો.

'નવનીત અને અબ્દુલ્લા એ માટે તજવીજ કરતા હતા.'

'જુઓ બાબુભાઈ,' બલભદ્રે સમજણ પાડીઃ 'અમે કામના વિભાગ પાડ્યા છે. રામસિંહ અને ગોપાળ મજૂરોને સમજાવી અક્રમ રાખે અને શેઠ પાસે જવાનું થાય ત્યારે જાય. નવનીત અને અબ્દુલ્લા નવા મજૂરોને ન આવવા સમજાવે. મારે ને રાધાકિશને કોઈ મજૂર તોફાન ન કરે કે ભૂખ્યો ન રહે એ જોવાનું.'

'તમારું કામ સૌથી અઘરું છે.' બાબુભાઈ બોલ્યાઃ 'બેકાર મજૂરને સતત કાર્યમાં રોકી રાખવો એ કઠણ કામ છે. વળી બધા કામની છેવટની જોખમદારી એક જણ પાસે રાખવી જોઈએ. ખાસ કરીને તમારે જ રાખવી જોઈએ.'

'ત્યારે અમે જઈએ?' બલભદ્રે પૂછ્યું.

'જુઓ એમ કરો;' બાબુભાઈએ સૂચના કરીઃ 'રામસિંહ, તું દરવાજે જા. નવનીત–અબ્દુલ્લાએ પહેરા ગોઠવ્યા કે નહિ, તેમને કંઈ તકલીફ છે કે કેમ, તેની તપાસ કર અને ગોપાળ, તમે ચાલીમાં જાઓ. કોઈ ઢીલા પડ્યા હોય તેમને સમજાવો અને મિલની ચાલીના મજૂરોનું શું થયું તેની પણ ખબર કાઢો. તમે બંને મોટરમાં જાઓ. દરવાજે ઊતરી જઈ, મોટર પાછી અહીં મોકલો એટલે ડાક્ટર સાહેબ આવી પહોંચશે.'

રામસિંહ અને ગોપાળ મોટર લઈ ઊપડી ગયા. બલભદ્ર ખુરશી નજીક લાવી તદ્દન પાસે બેઠો. બાબુભાઈનો હાથ પોતાના હાથમાં દબાવી, આંખમાં આંખ મેળવી એકીટશે જોઈ રહ્યો.

'બાબુભાઈ, તું તો મહાત્મા થઈ ગયો.'

'તમે અત્યારે મોટા માણસ થઈ ગયા છો.

'બાબુભાઈ, તમને ખબર ક્યાં છે?—આગ દેવામાં શી શી ગડમથલે ચાલી ગઈ અને હજી ચાલી રહી છે. બીજો હોય તો ગાંડો થઈ જાય. બાબુભાઈ, ચાલો બંગલે જઈએ.'

'પીણું!' બાબુભાઈએ બૂમ મારી. 'જો આ કોણ આવ્યું!!

પીણા શરમાતી શરમાતી દીવાનખાનામાં આવી. બલભદ્રને નમસ્કાર કર્યા.

'કેમ ઓળખાણ પડે છે?'

'હા, બાબુભાઈ'

'શા માટે ન ભળવું ? વિભીષણ રામના પક્ષમાં નહોતો ભળ્યો ?'

'પણ હું કયાં વિભીષણ છું ? શેઠ રાવણ નથી અને તમે રામ નથી.'

'અમારો પક્ષ ન્યાયનો નથી ?'

'છે. પણ હું જોવા માગુ છુ. પછી મારી મેળે સામેથી મદદે આવીશ'

'સલાહ–સૂચના તો આપશો ને ?'

'તમારે કોઈની સલાહની જરૂર નથી. ભલો જુગારી ધારે તો દુનિયા આખીને જીતી જાય તેમ છે.' બાબુભાઈએ બલભદ્રને પ્રેરણા આપી

મોટરનું ભૂંગળુ વાગ્યુ. બલભદ્ર ઊઠચો. બાબુભાઈને બંગલે આવવાનું ફરી નિમંત્રણ આપીને એણે રજા લીધી. બાબુભાઈ અને વીણા દરવાજા સુધી વળાવી પાછાં ફર્યા.

'બાબુભાઈ, તમને ખબર ક્યાં છે?–મારા હૈયામાં શી શી ગડમથલો ચાલી ગઈ અને હજી ચાલી રહી છે. બીજો હોય તો ગાંડો થઈ જાય. બાબુભાઈ, ચાલો બંગલે જઈએ.'

'વીણા!' બાબુભાઈએ બૂમ મારી. 'જો આ કોણ આવ્યું?'

વીણા શરમાતી શરમાતી દીવાનખાનામાં આવી. બલભદ્રને નમસ્કાર કર્યા.

'કેમ ઓળખાણ પડે છે?'

'હા. બભાભાઈ.'

'ઓળખી લીધો!'

'રેહીબેન ક્યાં છે?'

'અહીં છે.'

'છોકરાં–છૈયાં શું છે?'

'એક દીકરો. તમારે?'

'બે દીકરા, એક દીકરી.'

'દીકરી તો આ તેડી છે એ જ ને?'

'હા. અને છોકરા નિશાળે ગયા છે.'

'ત્યારે બાબુભાઈ, આવીશ ને?'

'હાજી, ખુશીથી પધારો.'

રામસિંહના ઘર આગળ પાંચસો–સાતસો માણસોનું મોટું ટોળું જમા થયું હતું. રામસિંહ બાંયો ચડાવીને જુસ્સાથી કાંઈક બોલી રહ્યો હતો. મોટર સહેજ દૂર ઊભી રાખીને બલભદ્ર ઊતર્યો. માણસોએ માર્ગ કરી આપ્યો. રામસિંહ પાસે જઈને બલભદ્ર બેઠો. રામસિંહ પાંચ મિનિટમાં પૂરું કરી બેઠો.

બલભદ્રે ધીમેથી પૂછ્યું: 'ચાલીના મજૂરોનું શું કર્યું?'

'આજે ખાલી નહિ કરાવે. રાધાકિસન ત્યાં ગયો છે. આપ બે શબ્દો કહો.'

બલભદ્રે કહ્યું: 'રોજે રોજના બનાવોના ખબર રામસિંહ તમને આપ્યા કરશે. તમે કોઈ આકળા ન થશો. આજે રાતે બેસીને અમે તમારા માટે આખા દિવસનો કાર્યક્રમ ઘડી કાઢવાના છીએ. સવારે ઊઠો ત્યાંથી રાતે સૂઓ ત્યા લગી કામ, કામ ને કામ. નાહવુ, ધોવું, ઘર–આંગણાં સાફ કરવાં, ભણવું, નવા હુન્નર શીખવા, રમવું, ગાવું, વગાડવું, જલસા એમ જાત જાતનો તમને સૌને ગમે તેવો કાર્યક્રમ ગોઠવી કાઢશું. અત્યારે અબ્દુલ્લા અને નવનીત દરવાજે ઊભા છે. એક પણ નવો મજૂર આવ્યો નથી. આજે સાંજે હું તમારી ઓરડીઓ જોવા આવવાનો છું. બધા તૈયાર રહેજો. ચાલો રામરામ.'

બલભદ્ર ગયા પછી એક બારોટજીએ શૂરાતનનાં કવિત લલકારવાં શરૂ કર્યાં; મજૂરોને લહેર પડી.

બલભદ્ર મહારાષ્ટ્રી વિભાગમાં આવ્યો. ગોપાળના ઘર આગળ મોટર ઊભી રાખી.

ડ્રાઈવરે અંદર જઈને પૂછ્યુ: 'ગોપાળ આહેત કા?'

'મારુતિચા દેવળાત ગેલે.'

મારુતિનું દેવળ બાજુમાં જ હતું. બલભદ્ર પાછળ અને

# ૧૭

મોટા રાજમહેલને દરવાજે સંત્રી ઊભા હોય તેમ અબ્દુલ્લા અને નવનીત ઊભા હતા. બન્નેની બાજુમાં પાંચ પાંચ કામદાર ખડા હતા. બલભદ્ર મોટરમાંથી ઊતરીને તેમની પાસે ગયો. અબ્દુલ્લાએ લશ્કરી સલામ ભરી.

'ક્યોં ખાન, કૈસા હૈ?'

'અચ્છા.'

'કોઈ નયા આદમી આયા?'

'અભી તક નહિ આયા.'

'કેમ નવનીત, કેટલા કલાકનો પહેરો?'

'આઠ કલાકનો.'

'શાબાશ. તને એક ખુશખબર આપવાના છે.'

'હાજી, ખુશીથી પધારો.'

રામસિંહના ઘર આગળ પાંચસો–સાતસો માણસોનું મોટું ટોળું જમા થયું હતું. રામસિંહ બાયો ચડાવીને જુસ્સાથી કાંઈક બોલી રહ્યો હતો. મોટર સહેજ દૂર ઊભી રાખીને બલભદ્ર ઊતર્યો. માણસોએ માર્ગ કરી આપ્યો. રામસિંહ પાસે જઈને બલભદ્ર બેઠો. રામસિંહ પાંચ મિનિટમાં પૂરું કરી બેઠો.

બલભદ્રે ધીમેથી પૂછ્યું: 'ચાલીના મજૂરોનું શું કર્યું?'

'આજે ખાલી નહિ કરાવે. રાધાકિસન ત્યાં ગયો છે. આપ બે શબ્દો કહો.'

બલભદ્રે કહ્યું: 'રોજે રોજના બનાવોના ખબર રામસિંહ તમને આપ્યા કરશે. તમે કોઈ આકળા ન થશો. આજે રાતે બેસીને અમે તમારા માટે આખા દિવસનો કાર્યક્રમ ઘડી કાઢવાના છીએ. સવારે ઊઠો ત્યાંથી રાતે સૂઓ ત્યાં લગી કામ, કામ ને કામ. નાહવું, ધોવું, ઘર–આંગણાં સાફ કરવાં, ભણવું, નવા હુન્નર શીખવા, રમવું, ગાવું, વગાડવું, જલસા એમ જાત જાતનો તમને સૌને ગમે તેવો કાર્યક્રમ ગોઠવી કાઢશું. અત્યારે અબ્દુલ્લા અને નવનીત દરવાજે ઊભા છે. એક પણ નવો મજૂર આવ્યો નથી. આજે સાંજે હું તમારી ઓરડીઓ જોવા આવવાનો છું. બધા તૈયાર રહેજો. ચાલો રામરામ.'

બલભદ્ર ગયા પછી એક બારોટજીએ શરાતનનાં કવિત લલકારવાં શરૂ કર્યાં; મજૂરોને લહેર પડી.

બલભદ્ર મહારાષ્ટ્રી વિભાગમાં આવ્યો. ગોપાળના ઘર આગળ મોટર ઊભી રાખી.

ડ્રાઈવરે અંદર જઈને પૂછ્યું: 'ગોપાળ આહેત કા?'

'મારુતિચ્યા દેવળાંત ગેલે.'

મારુતિનું દેવળ બાજુમાં જ હતું. બલભદ્ર પાછળ અને

ડ્રાઈવર વિઠ્ઠલ આગળ, બન્ને દેવળે ગયા. જુએ તો અંદર ચારસો માણસ બેઠા છે. દેવળના ઊંચા ઓટલા ઉપર ગોપાળ અને બે-ત્રણ જણ બીજા બેઠા છે. એકના હાથમા તબલા છે, બીજાના હાથમાં દિલરુબા છે. ગોપાળે કરતાલ લીધી છે. આંખો અર્ધી મીંચેલી છે, ગળામાં માળા છે સુરેખ અવાજે ગોપાળ ગાઈ રહ્યો છે.

જેથે જાતો તેથે તૂ માઝા સંગાથી
ચાલવિસી હાતી ધરુનિયા
ચાલો વાટે આમ્હી તુઝાચી આધાર
ચાલવિસી ભાર સવેં માઝા
... ... ... ...
તુકા મ્હણે આતા ખેળતો કૌતુકે
ઝાલે તુઝે સુખ અંતર્બાહી

ભક્તિભાવમા તલ્લીન બનીને સૌ સાંભળી રહ્યા છે બલભદ્ર બારણામા જ ઊભો રહી ગયો એના હૃદયમા શ્રદ્ધા પ્રગટી. 'આ લોકોને કોણ ઠગાવી શકે?' એણે ડ્રાઈવ-ને પૂછ્યુ: 'વિઠ્ઠલ, આ ભજનનો અર્થ કર'

'શિવાજીના ગુરુ તુકારામ બુવાનો આ અભગ છે. એમા કહે છે કે હું જ્યા જાઉ છુ ત્યા હે ઈશ્વર, તું જ મારો સાથી છે જેમ બાળકને આંગળી પકડીને પા પા ચલાવે છે તેમ તું મને ચલાવે છે. તારા જ આધારે હુ રસ્તે ચાલ્યો છું. અને તું જ મારો બધો ભાર વહે છે. તુકાબા કહે છે કે માતા ખોળામાં લાડ કરતા બાળકને જેમ અંદર અને બહાર બન્ને રીતે સુખ મળે છે તેમ હું તારી ગોદમા બધી રીતે સુખિયો થઈ ગયો છુ'

બલભદ્ર મંદિરમા ગયો ગોપાળથી સહેજ દૂર શાન્તિથી બેસી ગયો ભજન પૂરુ થતા ધૂન મચી. ધૂન પૂરી થતા ગોપાળે આંખ ઉઘાડી જુએ તો બલભદ્ર ઊભો થઈને હાથ લબાવ્યો 'પધારો

સાહેબ, આ બાજુ.' તોપણ બલભદ્ર ત્યાં જ બેસી રહ્યો. ગોપાળે કહ્યું: 'આપ બે શબ્દ કહો.' થોડી વાર આનાકાની કરી પણ પછી સૌના આગ્રહને વશ થઈ બલભદ્ર ઊઠ્યો 'હમણા જ જે ભજન તમારી પાસે ગવાયુ તેમાં તુકારામે બધું કહી દીધું છે આપણી આ લડત ચલાવનાર પાંડુરંગ છે. એ પાંડુરંગ તે પંઢરપુરની પથ્થર-ની મૂર્તિ નહિ પણ તમારામાં, મારામા ને જીવનમાત્રમા વ્યાપી રહેલી ચૈતન્ય-શક્તિ છે. એ શક્તિનો જેને સાથ છે તેને કોઈ નમાવી શકતું નથી. એ મહાન શક્તિના આધારે જ આપણે રસ્તે પડ્યા છીએ, અને એ જ આપણને ધારેલે મુકામે પહોચાડશે.'

ત્યાર બાદ પહેરાની, રામસિંહની સભાની દૈનિક કાર્યક્રમની, સાજની મુલાકાતની વાત કરી બલભદ્રે રજા લીધી. મંદિરને દર-વાજે પહોચ્યો ત્યાં એને કાને તાનાજીના પ્રસિદ્ધ પોવાડાના

## ૧૮

એક એક ઓરડીમા ચાર ચાર પાંચ પાંચ માણસ પડ્યાં હતાં. તૂટલી ખાટલીઓ અને ફાટલાં ગોદડાં, મેલી પછેડીઓ અને અસ્તવ્યસ્ત કપડાંમા મજૂરો શરીર અને મનને ફરજિયાત આરામ આપે છે ત્યાં એકાએક કોલાહલ સંભળાયો. લોક સફાળા બેઠા થઈ ગયા. કોઈ ઊઠીને બહાર આવ્યા તો કોઈએ બહાર જોઈને બારણું બંધ કર્યું.

દસ-બાર પઠાણો, ભૈયા અને બે-ચાર પોલીસ સાથે મિલનો જમાદાર ચાલીમાં આવ્યો હતો. એણે આવીને આડા પડેલા લોકોને બાવડે ઝાલીને ઉઠાડ્યા. તરત જ કામ પર ચડવા હુકમ કર્યો.

'અરે પણ અત્યારે ?'

'હા, શેઠ સાહેબનો હુકમ છે. ચાલો છો કે નહિ ? રાત-પાળી કરવાની છે.' લોક ગભરાઈ ગયા. એક-બે જણે ના પાડી એને માર મારીને બહાર કાઢ્યા. 'ચાલો નહિ તો હમણાં લગાવ્યા વીંખી નાખીએ છીએ. બૈરાં-છોકરાને ઘર બહાર ખેંચી કાઢીને મકાનોને તાળા મારીએ છીએ. બોલો જલદી કરો.' એટલામાં પાછળથી 'બજરંગ બલીકી જય' કરતો એક મરાઠો આવ્યો અને જમાદારના માથામાં જોરથી લાઠીનો ફટકો લગાવ્યો. 'પકડો હરામખોરકો' કહેતો જમાદાર બે હાથે માથું પકડી બેસી ગયો. બે-ત્રણ જણે થઈને પેલાને બાંધ્યો. બંધાતા એણે છૂટવા પ્રયત્ન કર્યો. 'છોડો, સાલાએ મારી બેનને ધક્કો મારી પછાડી દીધી.'

બીજા બે-ચાર જણ ઉશ્કેરાઈ ગયા ગાળો દેતા લાકડીઓ લેવા દોડ્યા થોડી વારમાં ધાંધલ મચ્યુ. બે-ત્રણ જણ રાધાકિશનને ખબર આપવા દોડ્યા. હજી અર્ધો કલાક પહેલાં જ બળભદ્ર, વગેરે આવી ગયા હતા. રાધાકિશન બિચારો આખા દિવસનો થાકેલો પથારીમાં જઈને પડ્યો તેવો જાગી ગયેલો. રામસિંહને બધી વાત કરી. રામસિંહે તરત જ એક જણને ગોપાળ ને અબ્દુલ્લાને તેડવા મોકલ્યો. બીજા સાઈકલસવારને બલભદ્રને બંગલે દોડાવ્યો. પોતે રાધાકિશન સાથે ચાલીમાં જવા નીકળ્યો શોરબકોર સાંભળી બને તેટલો ઉતાવળે આવી પહોંચ્યો. ત્યાં ચાલીના દરવાજામા જ પોલીસે તેને અટકાવ્યો.

'શા માટે રોકો છો?' રામસિંહ ગર્જ્યો.

'રોકકા હુકમ હૈ.'

રામસિંહના મગજમાંથી ચસકો નીકળી ગયો મહામહેનતે એણે મગજ કાબૂમાં રાખ્યુ થોડી વારમા જ અબ્દુલ્લા ને ગોપાળ આવી પહોચ્યા તેમને પણ રોકયા.

અને બાબુભાઈને ત્યાં ગયેલા તે આવતા મોડું થયું હતું. જમીને બહાર નીકળ્યા ત્યાં સાઈકલની ટોકરી વાગી. હાંફતા આવી સાઈકલ સવારે સમાચાર આપ્યા, નવનીત તૈયાર થયો. બલભદ્ર કહે 'હું આવું છું. ડ્રાઈવર મોટર તૈયાર કરો.'

પાંચ મિનિટમાં તેઓ રવાના થઈ ગયા.

'ચાલ આજ આખો દિવસ તારા બાપુએ તને તેડ્યો નથી તે એની ઝપટી પડીએ.' કહી રૂપવતી કિરણને તેડીને દીવાનખાનામાં આવી. તો દીવાનખાનામાં દૂર એની સામે હસી રહ્યા હતા.

'આ કેમ આતાય નવનીતભાઈ બરાબર બહાર ગેરે' ભાઈએ વગર પૂછ્યે ખુલાસો કર્યો. રૂપવતીની રીસ સાતમે આસમાને પહોંચી ગઈ. આંખો ફાડીને એ જોતી જ થઈ રહી.

*

બલભદ્રની મોટરના દીવા દેખાયા ત્યારે પોલીસોએ પટા સરખા કરી લીધા અને પહોળા દરવાજા વચ્ચે ઊભા રહ્યા. પણ જેવી મોટર નજીક આવી અને બલભદ્રને હાંકતા જોયા તેવા જ બે બાજુ ખસી ગયા અને સલામ ભરી માર્ગ કરી આપ્યો.

બલભદ્ર અને નવનીત મોટરમાંથી ઊતરીને ઊભા રહ્યા તો જુદો જ દેખાવ તેમની નજરે પડ્યો. એ જોતાં બલભદ્રને કંપારી વછૂટી.

કોઈ નાનકડા ગામડાને પાદર ભુવારિયા, છરાની અથવા ઘટીવેડાવાળા પડ્યા હોય તેમ રસ્તા પર, બાજુમાં અને ચાલીની ઓશરીમાં બસો-અઢીસો માણસો જેમ-તેમ પડ્યા હતાં. ઓઢવા પાથરવાનું કશું ઠેકાણું ન હતું. ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાયેલું હતું. છોકરાં ખોળામાં અને પોટલાને ટેકે સૂઈ ગયાં હતાં. મોટાંને કાલ ઊગશે કે કેમ અને ઊગશે તો કેવી ઊગશે તેની ખબર

ન હતી. ઘરવખરી ચારે કોરે વીખગયેલી પડી હતી. ઘી, તેલ, અનાજ વગેરે ઢળી ફૂટી ગયું હતું. મગન, ભૈયા, મુસલમાન ત્રણે કોમના ગરીબ કામદારો કામે ચડવાની ના પાડવાને પરિણામે આવી કરુણ દશાનો ભોગ થઈ પડ્યા હતા. મારામારી વધી જવાની બીકે દરવાજા બહાર કાઢવાનું બંધ રહ્યું હતું. સૌને ઓરડી બહાર ખેંચી કાઢી તાળાં મારી દીધા હતાં છતાં કોઈ પણ કામદાર ડરી જઈને કામે ચડ્યો ન હતો. તરસે છોકરા રોતાં હતાં તેને પીવા પાણીનું પણ ક્યાં ઠેકાણું ન હતું.

આવે વખતે બલભદ્રની મોટર જોઈને સૌ ઊભા થઈને વીંટળાઈ વળ્યા. બલભદ્ર તો આ દૃશ્ય જોઈને ગળગળો થઈ ગયો. એની આંખમાં આંસુ આવવા લાગી રહ્યા. એની છાતી ભરાઈ આવી. એનાથી સહન ન થયું. ત્યાં એક જણે આગળ આવી નવનીતને કહ્યું: 'ભૈયા, રામસિંહ, ગોપાળ દાદા, ઔર રાધા-કિસનકો પકડ કર લે ગયે.'

આ બાજુ બલભદ્રે બધાંને આશ્વાસનના ચાર શબ્દો કહ્યાઃ ‘કોઈ જાતની બીક ગભરશો નહિ. તમે આટલું દુઃખ પડવા છતાં અડગ રહ્યાં એથી મને બહુ આનંદ થયો છે. અત્યારે તમારે સૌએ મારી સાથે બંગલે આવવાનું છે. સૂવાનું પણ ત્યાં જ છે.’

‘પણ સા’બ, હમારા સામાન.’

‘ભારે સામાન ભલે રહ્યો. માત્ર કપડાં લઈ લ્યો. પાણી પીવાનું સાધન ફક્ત લઈ લ્યો. દસ જણ અહીં સામાન સાચવવા રોકાઓ. તેમને માટે અહીં નાસ્તો મોકલીશ. બોલો, એકલિયા હો તેવા દસ જણ પોતાનાં નામ બોલો.’

‘મૈં ફરીદખાન, મૈં લાલભૈયા, મૈં કિસન,......’

‘તીન હુઆ બોલો.’

‘મીં બલવંત, મીં પાંડુરંગ, મૈં સાહેબમિયાં...’ એમ કરતાં દસ થઈ ગયા.

‘બસ. જુઓ સામાનની બરાબર નજર રાખો. હું દરવાજે કહેતો જાઉં છું. તમારું કોઈ નામ નહિ લે. કાલ સવારમાં ખટારા કરી મંગાવી લેશું.’

બલભદ્રે હુકમ આપ્યો. એકદમ છાવણી ઊપડી. પડાવ ઉઠાવ્યો. સ્ત્રીઓને માથે મેલાં ગંધાતાં કપડાંની પોટલીઓ, કાખમાં નાનાં છોકરાં, ઝીણી, કિંમતી લાગે તેવી ઘરવખરીનો કોથળો પુરુષોને માથે, તેમની આંગળીએ મોટાં છોકરાં, કુકડરાભ ભૈયા, પડાણ અને મિયાંઓએ ઓશાક ધસી કરેલાં કપડાં શેતરંજીમાં વીંટી બગલમાં

લીધું. બને તેટલી ઉતાવળ કરી બંગલે પહોંચ્યો. ચોકીદારે નોકરને જગાડ્યો. નવનીતે ટૂંકમાં વાત કરી. સૌને સહાનુભૂતિ પેદા થઈ. માળી સુદ્ધાં ઊઠીને આવ્યો અને પાઉંના ટુકડા કરવા લાગ્યો. રસોઇયાએ કોઠી મૂકી.

નવનીત ચોકીદારોની મદદથી મેદાન સાફ કરવા લાગ્યો એ વખતે આ બધા ખડખડાટ અને અવાજોથી રૂપવતી જાગી ઊઠી. એણે બત્તી કરી. પલંગમાં બલભદ્ર ન હતો. બારીમાંથી બહાર જોયું તો નવનીત જાળી વીંટતો હતો. રૂપવતીએ બારીમાંથી જ બૂમ મારીઃ 'નવનીતલાલ, શું કરો છો?'

નવનીતે પાછા ફરીને ઊંચે જોયું. અટારીમાં રૂપવતીનો ઉગ્ર ચહેરો વીજળીના પ્રકાશમાં સ્પષ્ટ દેખાતો હતો. નવનીતે શાંતિથી જવાબ આપ્યોઃ 'આ જરા મેદાન સાફ કરાવું છું.'

'અત્યારે અધરાતે! કોની રજાથી?'

'રજા કોની વળી?' નવનીતે ઇરાદાપૂર્વક આડો જવાબ દીધો. થોડા દિવસથી રૂપવતી સાથે એને વારંવાર ચકમક ઝર્યા કરતી હતી. આ વખતે જરા કડક થવાનો એણે વિચાર કર્યો હતો.

'બંગલાનો માલિક તું છો?' રૂપવતીનો અવાજ ફાટી ગયો.

'હું નથી, ભગવાન છે.' ઠંડે કલેજે નવનીત બોલ્યો. સાંભળતાં રૂપવતીનો મિજાજ ગયો. 'હમણાં હું તને બતાવું છું માલિક કોણ છે તે. મધરાતે પારકા મકાનમાં પેસી ધાંધલ કરનારા!' એકદમ એ નીચે આવી. ચોકીદારને હાંક મારીઃ 'ચોકીદાર, આને દરવાજા બહાર કાઢો.'

નવનીત શાંતિથી સાંભળી રહ્યો. ચોકીદાર બિચારો મૂંગો થઈ ગયો. શું કરવું એની વિમાસણમાં પડ્યો. પણ રૂપવતી વધારે ખિજાય તે પહેલાં દરવાજા પાસે મોટો કોલાહલ સંભળાયો. તેણે પાછા ફરી જોયું તો મોટું ટોળું અંદર દાખલ થયું. મોખરે બલ-

ભદ હતો. રૂપવતીની આંખે અંધાગ વળ્યાં બધાને ધક્કા મારીને બહાર કાઢવાનું એને મન થયુ. મનમા ન રહાય તેવી અકળામણુ થઈ બલભદ્ર પાસે આવે તે પહેલા, એની નજર પડે એ રીતે એ પાછી વળી, જોસભેર ઉપર ચઢી અને શયનગૃહમાં જઈ બારણુ જોરથી બધ કરી કોટ ઉપર પડી.

બલભદ્રે રૂપવતીને એકદમ ચાલી જતી જોઈ. પણ એનું મન પાછળ આવતા કાફલામાં પરોવાયું હતું. એટલે એ બંગલામાં ન જતાં સીધો સૌને લઈને પાછળ મેદાનમા ગયો. નવનીતે સૌને છુટા છુટા વ્યવસ્થિત બેસાડવા માંડયાં.

બલભદ્રે પૂછ્યુ: 'નાસ્તો તૈયાર છે ?'

'જી હા.'

'ચાલો સારે સૌ હારબધ ગોઠવાઈ જાઓ. નાસ્તો આવે છે.'

પા કલાકમાં શાંતિ પથરાઈ ગઈ. કપ-રકાબી, વાટકા, મોટી ડિશો, એમ નાના-મોટાં કરી સૌને પૂરા પાડી દીધા બલભદ્ર પોતે પણ પીરસવા લાગ્યો. કામદારો મિલની, છગનલાલની, બલભદ્રની, ગમસિંહ, ગોપાળ વગેરેની વાતોમાં આવતી કાલનું દુ:ખ વીસરી ગયા.

નાસ્તાપાણી પછી સૌએ તરત જ સૂવાની તૈયારી કરી. નવનીત ત્યાં જ સૌની સાથે સૂતો.

બલભદ્ર થાક્યો-પાક્યો ઉપર ગયો. બત્તી કરીને ઓરડામાં જુએ તો રૂપવતી પલંગ ઉપર અસ્તવ્યસ્ત દશામાં પડી હતી. પગ નીચે લટકતા રાખી, ઊંધું માથું નાખી સૂતી હતી. એક બાજુ કિરણ ધસધસાટ ઊંઘતો હતો. બલભદ્રે ધીમે રહીને રૂપવતીના નીચે લટકતા પગ સરખા કરવા હાથ અડાડ્યો તેવી જ 'કોણ છે ?' કહીને તે બેઠી થઈ ગઈ. આંખો ચોળીને બલભદ્ર સામે જોઈ રહી.

૧૯

આર ઊંઘમાંથી ઝબકીને જાગી હોય તેમ રૂપવતી બેઠી થઈને આંખો ચોળવા લાગી અને બલભદ્ર સામે ટગર ટગર જોઈ રહી.

'આમ કેમ પડી'તી'રૂપા ?' પ્રેમાળ અવાજે બલભદ્રે પૂછ્યું.

કંઈ પણ ઉત્તર દીધા વિના રૂપવતી સામે ને સામે જોઈ રહી. બલભદ્ર એના ચહેરા ઉપરથી સમજી તો ગયો કે દાળમાં કંઈક કાળું છે છતાં એણે ધીરજ રાખી પૂછ્યું: 'શું થયું છે ?'

'નવનીત ક્યાં છે ?' રૂપવતીએ સહેજ રીસમાં સામો સવાલ કર્યો.

'નીચે સૂતો છે.'

'અને તમારી સાથે ઓલ્યાં ભિખારાં હતાં ઈ ?'

'એ બધા ચોગાનમાં સૂતાં છે.'

રૂપવતી ઊઠીને ઊભી થઈ. વાળ સરખા કરી બહાર જવા ચાલી.

બલભદ્રે હાથ પકડ્યો: 'ક્યા જાય છે ?'

'મારે તમારા ઘરમાં નથી રહેવું.'

'પણ થયુ છે શું ?'

'કાંઈ નથી થયું. આ નવનીતને કાલ ને કાલ રજા દ્યો. જો મને રાખવી હોય તો.'

'નવનીતે તારુ શું બગાડ્યુ છે ?' બલભદ્રનો અવાજ સહેજે કડક થયો.

'આઠ દીથી તમે ખાધું નથી, પીધું નથી, પૂરું ઊંઘ્યા

નથી. નવનીતને તો બીજો ધધો નથી. તમારે તો નવનીત જેટલું, પાણી પાય તેટલું પીવું. બંગલાનો ધણી પણ નવનીત.'

'કોણ કહે છે?'

'હું કહું છું. હમણા એને મે પૂછયું તો કહે બંગલો કોઈના બાપનો નથી, ભગવાનનો છે.'

'હોય નહિ?'

'તમારે ગળે હાથ.'

'એની કાલ સવારે વાત છે.'

'અને આ બધી ધાંધલ અહીં બંગલામાં મારે ન જોઈએ.'

'તને ખબર નથી, આ લોક કયા પડયા'તા એ તદ્દન, ઉઘાડામા, ઓઢવા-પાથરવાના ઠેકાણા વિના જેમ-તેમ પડર્યા હતા. તું જ વિચાર કર કે તારા ભાઈ કે સગવહાલાં હોય, મારા કાકા-મામા કે માબાપ હોય, અને આવી મિલમાં કામ કરતાં હોય તો તને કેવું થાય?'

'થાય તો ખરુ જ ને!'

'ત્યારે આને તો મેં જ હડતાળ પાડવાનું કીધું સૌના ખાધા પછી ખાવાનો મેં કોલ દીધો. કહે હવે આમા મે શું ખોટું કર્યું?'

'ખોટુ કાંઈ નહિ. આ નવનીત મફતનો તમને દુ ખી કરે છે ઈ કાલ સવારનું છોકરું શુ સમજે? અને ઓલી કમિશનર-સા'બની મેમ કહેતી'તી કે ડાક્ટર સાહેબ આ કામમાં પડશે તો એમને કેદમા પૂરવા પડશે.'

'પૂર્યા, પૂર્યા!'

'તમારા સમ સાચેસાચ કીધું. માન્યામાં ન આવે તો કાલ મોઢે કરવીશ.'

'હશે, પણ એમાં શું!'

'એમા બધુ ય. મારે ઈ નો પોસાય તારા વિના ઘડી સોરવે નહિ, અને આ કિરણિયો તો રોઈ રોઈ ને ગામ ગાડું કરે.'

'તો તુ ય મારી સાથે આવજે' બનભદ્ર હસ્યો

'મારી ભૂખગત આવે છે તને બહુ આ બન્નાનુ પેટમાં દાઝતુ હોય તો કામે વળગાડી દે ને?'

'આટલા જ નથી બે હજાર જણુ બીજા છે અને બધા મિલના કામમા જ પાવરધા છે'

'તો તું મિલ ઊભી કર'

'હા, એ વાત તારી ઠીક છે' બનભદ્રને એકદમ કાઈક

'જો પાછો કહેશું એટલે મોંઘો થાશે.'

'આ બધાંનાં દુઃખ જોઈને મારી આંતરડી કકળી ઊઠે છે.'

'કે'દી નહોતી કકળતી?'

'ના, પણ આ બધાં, બફાઈ મરીએ એવી મિલમાં દસ દસ કલાક ગોંધાઈ મરે અને ઘેર જાય ત્યાં ગંધાતી અંધારી ઓરડીમાં ચાર ચાર જણ ભેગા પડ્યા રહે.'

'આપણે શું કરીએ એમાં?'

'આપણે બંગલામાં એહ્‌ મોજ કરીએ.'

'બીજું શું થાય?'

'તું એકવાર નહોતી કહેતી કે મારી બેન ને મા માટી સારે ને મારે બંગલામાં નથી રહેવું?'

'કહેતી'તી.'

'એમ આ બધાં મને સગાં ભાઈ જેવાં લાગે છે. મને બંગલામાં જંપ નથી વળતો.'

'તો તું જા એની ભેગો.'

'જાઉં, પણ બે-પાંચ વરસમાં સુંવાળો થઈ ગયો છું અને થોડીક મને શરમ લાગે છે.'

'ઓહોહો...ભાઈને શરમ લાગે છે! બાપદાદા ટોપલા સારી સારીને મરી ગયા!' રૂપવતીએ મશ્કરી કરી પણ બલભદ્ર ઊંડા વિચારમાં ઊતરી ગયો. રૂપવતી બોલ્યે જતી હતી ત્યાં બલભદ્રનો ચહેરો જોઈ અટકી પડી. વાત ફેરવીને બોલી: 'લે ઊઠ હવે સૂઈ જા, મફતનો ક્યાંક વચારવાયુ થઈ જશે.'

'હું જરા પેલી કાર આંટા મારી આવું.'

'હા, જા. એ વિના તને ચેન નહિ પડે. રાત બધી નીંદર નહિ આવે.' એટલું બોલીને પોતે પણ સાથોસાથ ચાલી.

બલભદ્રે પાછુ વાળીને જોયું તો ઝીંઝુડાની તોફાની 'રૂડકી' જેવો ભાવ એના ચહેરા પર તરી રહ્યો હતો.

## ૨૦

મુંબઈ શહેર સવારમા જાગી ઊઠે તે પહેલાં છાપાંવાળાઓની બૂમ પડી 'મારુતિ મિલનો રંગે ચડેલો મામલો ..કામદાર આગેવાનો ગિરફતાર...ઠાકોર બલભદ્ર મોખરે ..પ્રાંતિક સમિતિ ક્યાં સુધી જોઈ રહેશે?'

ગુજરાતી, મરાઠી પ્રભાતપત્રોમા મુખ્ય સમાચાર મારુતિ મિલના જ હતા તેમાં પ્રાંતિક સમિતિની તટસ્થતા વિષે ટીકા હતી સમાજવાદી પક્ષ બલભદ્રની આગેવાનીને કારણે દૂર રહ્યો હતો તેની સામે ટીકા હતી. ટ્રેડ યુનિયન નવનીત તરફના પૂર્વ-ગ્રહને કારણે મામલામાં ભળ્યુ ન હતું તેના ઉપર કટાક્ષ હતા.

આમ દૈનિકપત્રની કટારો મારુતિ મિલના ખબરથી છલોછલ ભરી હતી મુંબઈની પ્રજા બલભદ્રને અદરખાને ઓળખતી ન હતી નવનીતનુ નામ બહુ ગવાયેલુ ન હતુ. છેલ્લા અઠવાડિયામા આ બે નામોએ ચકચાર જગાવી હતી છગનલાલના જક્કીપણા ઉપર છૂપા પ્રહારો થવા લાગ્યા હતા ઘેર બેઠા, દાતણ કરતાં, ગેલેરીમા આંટા મારતાં, બજારમા જતા, લોકલમા કે ચોપાટી પર ફરવા જતા આ એક જ વાત મુખ્ય હતી જેમણે અઢીસો મજૂરોના ટોળાં સાથે બલભદ્રને બગલે જતા જોયેલો તેમણે મધગત વીત્યે અનેક વાતો ચાલતી કરી હતી

પ્રાંતિક સમિતિના પુરાણમતવાદી સભ્યો માનતા હતા કે આ માત્ર નવનીતનો ઊકરવાદ છે બલભદ્ર પોતાની ઉદાર લાગણીવશતાને લીધે આમાં ભરાઈ પડ્યા છે.

સમાજવાદી મિત્રો માનતા હતા કે બલભદ્રના હાથમાં નવનીત આબાદ રમી ગયો છે. બલભદ્રને છગનલાલે અને પોલીસ ઉપરીએ રમાડયા છે.

ટ્રેડ યુનિયનના લાલ વાવટાને લાગ્યું કે બલભદ્ર તથા નવનીતે આગળ આવવા ખાતર મજૂરોને શીશામાં ઉતાર્યા છે.

આમ જુદી જુદી માન્યતાઓ અને કલ્પિત કારણોને લીધે કોઈ મડળે સીધો કે આડકતરો સાથ આપ્યો નહિ. નવનીતની ધરપકડના ભણકારા વાગવા લાગ્યા, બલભદ્રના પકડાવાની ગપ ઊડવા લાગી. મિલને દરવાજે ગોઠવાયેલી ટુકડીઓને પોલીસોએ અટકમાં લીધી.

આમ મારુતિ મિલનો મામલો ખરેખરો રંગે ચડયો.

*

છગનલાલ શેઠ સવારમા સહેજ મોડા ઊઠયા. ગતના ઉજાગરાથી એમની આંખો સૂજેલી હતી. ચિંતાના ભારથી ચહેરો સહેજ ઉદાસ જણાતો હતો. મોઢુ ધોઈને ખુરશીમા ઢળી પડયા હતા. એમની મૂઝવણનો પાર ન હતો. નવા મજૂરો દોઢા દામ આપતાં ય મળતા ન હતા.

શેઠાણીનો રોષ તો સીધો મુંબઈ ઉપર જઈ ઊતર્યો હતો. એ તો કહે 'મૂકો બધી લપ પડતી. આપણે મુંબઈમા રહેવુ જ નથી. આજ કહે છે અમે વહીવટ કરીએ; કાલ કહેશે તમે તમારે ઘેર બેસો. એમના બાપાની થાપણ મૂકી છે તે.'

'તુ નકામી ચિડાય છે.'

'નકામી શેની? અહીં પરદેશમા આપણે રહેવુ જ નથી ને. અમદાવાદ જઈને રહેશું.'

'અને મિલનું?'

'કાઢી નાખો.'

'એમ એવે વખતે વેચવા જઈએ તો અર્ધાં નાણાં પણ ન ઊપજે.'

'ભલે ફૂટી બદામ ન ઊપજે. મારે લાખ વાતે ય નથી રહેવું. અને તો બીકમાં ને બીકમાં રાતે પૂરી ઊંઘ પણ નથી આવતી.'

'તો તું જા અમદાવાદ એકલી.'

'એકલી શું કામ જાઉં ? તમારે ય આવવાનું છે. નકામી હૈયા-હોળી. મજામાં રહેશું ને મજા કરશું.'

'પણ આમ અધવચ્ચે ફસકી જાઉં તો મારી આબરૂના કાંકરા થાય. ખબર છે ?'

'આબરૂ અમસ્થી યે હવે ક્યાં રહી છે ?'

'તુ એમ માને છે કે હું હિંમત હારી ગયો છું ?'

'હા. સાડી સાત વાર. તમારું મોઢું કહી દે છે.'

'તારી માન્યતા તદ્દન ખોટી છે.'

'તમારી હિંમત હું ના જાણતી હોઉં ત્યારે ને ?'

શેઠ કંઈક બોલવા જતા હતા ત્યાં અચાનક નોકરે ખબર આપ્યાઃ 'ઠાકોર બલભદ્ર મળવા આવ્યા છે.'

શેઠ એક ક્ષણ ગભરાયા. પણ તરત સ્વસ્થ થઈ કહ્યુંઃ 'અંદર બોલાવી લાવ.' આટલા વહેલા આવવાના કારણનો વિચાર કરતું શેઠનું મગજ દોડવા લાગ્યુ. છતા ચહેરો હસતો રાખી બેઠા.

'મને એક વચલો માર્ગ સૂઝે છે.'

'જી.' શેઠ આતુરતાથી સાંભળી રહ્યા.

'હું એક મિલ ઊભી કરવા માગું છું.'

'હાજી, કરો.'

'એટલે આપનો આ મિલ વેચી નાંખવાનો વિચાર હોય તો હું રાખી લેવા માગું છું.' બલભદ્રે સીધી વાત કરી નાખી.

શેઠ મર્મભર્યું હસ્યા અને બોલ્યા: 'મિલ કાંઈ વેચી દેવાય? એમાં તો અમારો રોટલો છે.'

'જુઓ શેઠ,' બલભદ્રે ટટ્ટાર થતાં કહ્યું: 'હું સીધો માણસ છું. આનું પરિણામ સારું નહિ આવે. તમારે મૂડી તો આજ છે ને કાલે નથી. આટલું ધન સાચવી રાખો ને બેઠા બેઠા ખવાય તેટલું ખાઓ ને બાકીનું સારા કામમાં વાપરો.'

'વાણિયો વેપારની બાબતમાં બીજાની સલાહ પ્રમાણે ચાલતો નથી. આપ તો મોટા માણસ કહેવાઓ. રાજામાણસ છો. બાંધી મૂડી બે-પાંચ વરસે ખૂટી જાય પછી છોકરાં ભીખ માગે.'

'પણ ત્યારે આનો રસ્તો કાઢવો કે નહિ?'

'જુઓ ઠાકોર સાહેબ!' શેઠ નજીક આવતાં ધીરા પડી જઈ બોલ્યાઃ 'વેપારના કામનો આપને અનુભવ નથી. અત્યારે તમે કોઈની સલાહ પૂછવા જાઓ તો કહેશે છગનલાલની મિલના લાખ રૂપિયા નહિ ઊપજે. ખરી રીતે મેં વીશ લાખ નાખ્યા છે.'

'મારે ક્યાં કોઈની સલાહ લેવી છે? હું તો તમને જ પૂછીશ. તમે જે વાજબી માગણી કરશો તે રોકડા ચૂકવી આપીશ.'

રોકડ નાણાની વાત સાંભળીને શેઠનું દિલ ગળી ગયું. છતાં ગરજ બહાર ન દેખાય તે રીતે બોલ્યાઃ 'મારે તો મિલ વેચવી એટલે માથું વેચવા બરાબર છે. તમને કોઈ પૂછે કે તમારી મૂછના વાળ વેચો તો કેવું લાગે?'

'પણ હું ક્યાં મૂછના વાળ માગું છું?'

'તમે સમજ્યા નહિ સાહેબ,' કાંઈક બોલવા જતાં શેઠે એકાએક ફેરવી તોળ્યુંઃ 'પણ ચાલો ને હું તમારામાં ને મારામાં ફેર માનતો નથી. આપણે તો ગરીબ માણસોનો રોટલો ન તૂટે

## ૨૧

ગોપાળ, રામસિંહ, અબ્દુલ્લા, ગધાકિશન, અને બીજા ચાર-પાંચ કામદારો આર્થર-રોડની જેલની એક બેરેકમાં રાતે આઠ વાગે આડા પડ્યા પડ્યા વાતો કરે છે એ વખતે વૉર્ડરે આવી એમને કહ્યું: 'તમારે સૌને અત્યારે છૂટવાનું છે.'

આશ્ચર્યથી સૌ એકબીજા સામે જોવા લાગ્યા. ખરું ન માનતા હોય તેમ એમ ને એમ પડી રહ્યા. પણ વૉર્ડરે જ્યારે ફરીવાર એના એ શબ્દો કહ્યા અને ઉમેર્યું કે જેલર સા'બ દરવાજે આવ્યા છે, જલદી કરો. ત્યારે એમના હરખનો પાર ન રહ્યો.

દરવાજે આવ્યા ત્યાં બહાર નવનીત ખાસ મોટર લઈને ઊભો હતો. સીધા બલભદ્રને બંગલે હંકારી ગયા.

રસ્તામાં ઉપલક વાતચીત થઈ. બંગલે આવ્યા. બલભદ્ર સાથે રામરામ શામશામ થઈ ગયા. ચારેને જમાડ્યા. પછી ઉપરના મધ્ય ઓરડામાં બધાને એકઠા કર્યા.

મારુતિ મિલના મજૂરોના આ ખરા પ્રતિનિધિઓ હતા. ટેકીલા અને નિઃસ્વાર્થી હતા. એક મોટી જાજમ પર સૌ બેઠા. બલભદ્ર અને નવનીત સામે બેઠા બલભદ્રનો ચહેરો ઘણો ગંભીર હતો. રૂપવતીનો ચહેરો નટ્ટક્રે સંસારત્યાગ કરતા સંન્યાસી જેવો જણાતો હતો. નવનીત પણ સહેજ ગમગીન લાગતો હતો. વાતાવરણ પ્રસન્ન નહિ પણ ગંભીર ઉદાસીનતાથી ભરેલું હતું. છૂટી આવેલાના ચહેરા હસતા હતા છતાં કાંઈક અણધારી ઘટના બન્યાની આગાહીનો ભાસ તેમના હાસ્યને ઢાંકી દેતો હતો.

નવનીતે વાત શરૂ કરી: 'છેલ્લા બે દિવસના બનાવો અણુધાર્યા બન્યા છે. આ લડતમાં આપણે જીત્યા નથી તેમ હાર્યા પણ નથી. છતાં લડતનો અંત આવ્યો છે.' એક ક્ષણ અટકીને એણે કહ્યું: 'મારુતિ મિલ ઠાકોર બલભદ્રે ખરીદી લીધી છે.'

'એ તો ખોટું કર્યું.' ગોપાળ બોલી ઊઠયો.

'ગોપાળની વાત ખરી છે. બાણુસા'બે પણ એ જ શબ્દો કહ્યા. આપણે છગનલાલને સંગઠનથી નમાવવા માગતા હતા. તે નથી બની શક્યું તેનું કારણ આપણે નથી પણ ઠાકોર સાહેબનો અતિ ઉદાર લાગણીપ્રધાન સ્વભાવ છે. એમનાથી નજર સામે પડેલા મજૂરોનાં દુઃખ જોઈ ન શકાયાં અને મિલ વેચાતી લેવાનો વિચાર એમને સૂઝ્યો.'

'મને નહિ, રૂપવતીને સૂઝ્યો.'

'પણ આમાં તો આપણી ચોકખી હાર થઈ ગણાય.' રામસિંહે રીસમાં કહ્યું.

'ઔર છગનલાલ શેઠ ગયા તો બલભદ્ર ઠાકોર આયા. ઇસમેં ક્યા ફરક?' નીડર પઠાણ અબ્દુલ્લા બોલ્યો.

'તમે સૌ ભાઈઓ એકવાર આખી વાત સાંભળી લ્યો.' નવનીતે સૌને શાંત પાડતાં કહ્યું: 'બધાને વાત ન કરતાં પહેલા તમને આટલાને જ વાત કરવાનું કારણ એ જ છે કે તમે ડાહ્યા અને સમજુ છો. ધીરજથી ચારે બાજુનો વિચાર કરી શકો તેવા છો. પૂરું સાંભળ્યા પછી અભિપ્રાય આપજો.'

'હમારે મગજમેં યે બાત નહિ આતી.' રાધાકિસને માથું ધુણાવ્યું.

'અમને ઊઠાવ્યા કોણે?' રામસિંહ રાતોપીળો થયો.

'છગનલાલ શેઠ સાથે ઠાકોર સાહેબે શરત કરી કે જેલ ગયેલા છૂટે પછી જ દસ્તાવેજ પર સહીસિક્કા થશે.'

'નવનીતલાલ ! તેં વિશ્વાસઘાત કર્યો છે.' રામસિંહ દુઃખી થતાં બોલ્યો: 'આખી બાજી બગાડી નાખી.'

બલભદ્ર નીચે મુખે સાંભળી રહ્યો છે. રૂપવતી આમ થવાનું કારણ સમજતી નથી. આટલા બધા રૂપિયા આપતા છતાં આ લોકો શા માટે નાગજ થાય છે તે એ સમજતી ન હતી.

'પણ મારી વાત પૂરી નહિ સાંભળો? નવનીતે મોટા અવાજે કહ્યું. 'ઠાકોર સાહેબનો વિચાર એમ છે કે આ મિલના દસ્તાવેજ પોતાને નામે ન કરતાં એક મંડળ બનાવી તેના નામ નો કરવો.'

'અને મંડળ મૂડીનું વ્યાજ ભરે?'

'નહિ, એ મૂડી મંડળને દાનમા મળે છે.'

'અમારે દાન ન જોઈએ. તાકાત હશે તે દિવસે સામી છાતીએ લેશું.' રામસિંહ તાડૂક્યો.

'દાનમાં નહિ, ભેટ તરીકે આપુ છુ.' બલભદ્રે શાંતિથી કહ્યું.

સૌ એકબીજા સામે જોવા લાગ્યા. નવનીતે આગળ ચલાવ્યુ 'જોકે આપણી ટૂંક સમજણ પ્રમાણે શ્રીમંતોની બધી મૂડી મહેનતુ વર્ગના પરસેવાથી જમા થયેલી છે અને એ મૂડી ઉપર સૌનો સમાન હક્ક છે, પરંતુ જ્યા સુધી બ્રિટિશ સલ્તનત જેવી શાહીવાદ સરકાર મૂડીવાદીઓનું રક્ષણ કરે છે અને એ સલ્તનતની સામે થવા જેટલી નિર્ભયતા, નિ સ્વાર્થતા અને સંપ આપણામા નથી ત્યા સુધી એ હક્ક આપણે ભોગવી શકીએ તેમ નથી.

'પરતુ આજે આપણા એક દિલસોજ સાથી પોતાનામાં રહેલા સહજ ઉદારતાના વિરલ સદ્ગુણથી પ્રેરાઈને પોતાની મૂડી-ના મોટા હિસ્સા ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લે છે. ટૂંકામાં

દસ લાખ રૂપિયા આપણે જે મંડળ સ્થાપીએ તેને આપે છે. હું ધારું છું કે આથી તમને સૌને થોડોઘણો સંતોષ થશે.'

'મંડળમાં કોણ કોણ આવશે?' રામસિંહે પૂછ્યું.

'મિલના કારખાનામાંથી આપણે જેને ચૂંટી કાઢશું તે.'

'ઠાકોર સાહેબ, રાણી સાહેબ, તમે, કોઈ નહિ?'

'અમે કામ કરશું તો અમે પણ આવશું.'

'બરાબર, ઠાકોર સાહેબ! અમે આપનો અહેસાન માનીએ છીએ.' વિવેકી વૃદ્ધ ગોપાળ બોલ્યો.

'અહેસાન શેનો? કોઈ તમારુ કિંમતી ઘડિયાળ ચોરી જાય અને પછી પસ્તાવો થતાં પાછું આપે એમા અહેસાન શાનો? અને હજી આ બંગલો, ઘરેણાં, ફરનિચર, મોટરો અને બીજું ઘણું રાખી બેઠો છું.'

'ભલે રહ્યું, અમારે આટલું બસ છે.'

'એ પણ ધીરે ધીરે લઈ લેશું.' નવનીત હસતાં હસતાં બોલ્યો. અને પછી રૂપવતી સામે જોઈને કહ્યું 'આપણે જો કોઈનો ખરો આભાર માનવાનો હોય તો રાણી સાહેબનો. એમને ઘણું લાગી આવ્યું છે. છેલ્લા કેટલા ય દિવસોથી ઠાકોર સાથે એમને ઝગડો ચાલ્યા જ કરે છે. ચર્ચાઓ, સમજાવટ, આકરી મનોવેદના—એનો હું સાક્ષી છું. તમે તો માત્ર પરિણામ જોયુ છે.'

'ભગવાન ઇસકા ભલા કરેગા.' રાધાકિસનથી ન રહેવાયું.

'ભલું તો થશે જ, બાકી રૂપવતીબેને મિલ ખરીદવાની વાત કરી ત્યારે એમના મનમાં એમ કે પોતે મિલમાલકિન બનશે, પોતાના ગામનાં માણસોને મિલમાં નોકરીએ રાખશે અને નફો આવશે તેથી મૂડી વધ્યા કરશે. પણ જ્યારે ઠાકોરે કહ્યું કે હું તો મંડળના નામે મિલ કરવાનો છું અને આપણે તો બીજા મજૂર જેવાં મજૂર, ત્યારે એમના ઉપર વીજળી પડી. મિલ ખરીદવા

સાફ ના પાડી. પણ ઠાકોર એકના બે ન થયાં. આખરે રૂપવતીબેન કબૂલ થયાં. ગમે તેમ તો ય એ ગરીબાઈમાં ઊછર્યાં છે; દુઃખ કેવું હોય, પારકાનું ચીંધ્યું કરવું કેટલું આકરું છે એ સમજે છે એટલે કબૂલ થયાં. એટલા માટે હું કહું છું કે આપણે એમનો આભાર માનવો જોઈએ.'

'હું તો નવનીતને રજા આપવાની હતી. ગોપાળને પણ. આ તમારા ઠાકોરને ગણુ જાણે શું એના વિના નથી ચાલતું અને એના ઉપર મોહી પડ્યા છે તે મને ફોસલાવી લીધી '

'ચાલો હવે આપણે ચાલીમાં જઈ, સૌને એકઠા કરી વાત કરીએ.' બલભદ્રે કહ્યું.

સૌ ઊભાં થઈ નીચે ગયાં.

## ૨૨

દિવસોના દિવસો જે અવાજ અત્યંત કર્કશ લાગ્યો હતો, મહિનાઓના મહિના જે અવાજે જીવન ઉપર કંટાળો ઉપજાવ્યો હતો, વરસોનાં વરસ જે અવાજે ધાવતા બાળકને માતાની મીઠી સોડ છોડાવી હતી એ જ મારુતિ મિલના ભૂંગળાનો અવાજ સાંભળી મજૂરો હરખભેર ચાલી નીકળ્યા.

ભૂંગળું જૂનું હતું છતાં અવાજ નવીન હતો. માર્ગ જૂનો હતો છતાં આજનો દિવસ નવીન હતો. કામદાર જૂનો હતો છતાં એનો ઉત્સાહ નવીન હતો. મિલ જૂની હતી છતાં વાતાવરણ નવીન હતું.

એ નવીન વાતાવરણનાં કારણોને મોટે અવાજે વ્યક્ત કરતા છાપાના ફેરિયાઓના અવાજ સાંભળી લોક ઊભા રહી જતા.

બંધ થયો. શેઠ છગનલાલને વિદાય આપવા સભા મળી. શેઠને હારતોરા પહેરાવ્યા. શેઠે આભાર માની રજા લીધી.

બાદ સભાનું દૃશ્ય પલટી ગયું. સભાજનોનાં ચહેરા પર આનંદની ઊર્મિ ફરી વળી. મારકણો મહેતાજી જતાં વિદ્યાર્થીના ચહેરા ખીલી ઊઠે, ચંદ્ર આડેથી વાદળું ખસી જતાં પોયણી હસી ઊઠે તેમ કામદારોનાં મુખ પર હર્ષની રેખાઓ ઝબકી ઊઠી.

વિશાળ ચોગાનમાં બધા નીચે બેઠા છે. કાર્યાલય આગળ એક પાથરણા ઉપર બલભદ્ર, બાબુભાઈ, નવનીત, રામસિંહ, ગોપાળ વગેરે બેઠા છે. નાનકડું મેજ અને બે ખુરશી શણગારીને આગળ મૂકેલાં છે. શેઠ ગયા કે તરત જ નવનીત ઊભો થયો.

'વહાલા દોસ્તો! ગઈ રાતની સભા પછી અમે બેસીને ખાતાવાર મુખ્ય માણસો નક્કી કર્યા છે. સંઘનો ઉદ્દેશ નક્કી કર્યો છે. સંઘના અધિકારીઓ નક્કી કર્યા છે તે હું તમને જણાવું છું.

'આપણા મંડળનું નામ 'મારુતિ કામદાર સંઘ' રહેશે.

'મારુતિ મિલને આદર્શ મિલ બનાવવી અને હિંદની બીજી મિલોને મૂડીવાદી ભાગીદારોને બદલે આ જાતના કામદાર-સંઘની માલિકીની બનાવવામાં મદદ કરવી એ આ સંઘનો ઉદ્દેશ છે.

'સંઘના પ્રમુખ આપણા વહાલા બુઝર્ગ કામદાર ગોપાળ-રાવ જોષી. મંત્રીઓ: નવનીતલાલ દેસાઈ અને રામસિંહ ગોહેલ. ટ્રસ્ટીઓ: રૂપવતી ઠાકોર, ગોપાળરાવ જોષી અને બાબુભાઈ પંડિત.

'સંઘના નિયમો-ઉપનિયમો અઠવાડિયામાં ઘડી કાઢીને જણાવવામાં આવશે. હવે મિલનો અધિકારી વર્ગ:

'મુખ્ય વ્યવસ્થાપક બાબુભાઈ પંડિત: (તાળીઓના અવાજ) કાર્યાલયના પોતાના સાથીદારો બાબુભાઈ પસંદ કરી લેશે.

'એન્જિનિયરિંગ ખાતું: મુખ્ય એન્જિનિયર લાલા પ્યારે-

લાલજી. પોતાના ખાતાના વિભાગીય કામદારો તેઓ બાણુભાઈને મળી ગોઠવી લેશે.

'કાંતણખાતું : મુખ્ય અધિકારી રાધાકિસન ચૌધરી; તેઓ પોતાના મદદનીશ, મુકાદમો, ધોસલ અને ફ્રેમ ખાતાના માણસો ગોપાળરાવ જોષીને મળી ગોઠવી લેશે.

'વણાટખાતું : ગોપાળરાવ જોષી મુખ્ય અધિકારી. તેઓ પોતાના મદદનીશ, મુકાદમો, સાળ, કાંજી, તાણો, નકશી, વગેરે વિભાગોના નિરીક્ષકો તથા કામદારો બાણુભાઈને મળી ગોઠવી લેશે.

'ધુલાઈ અને બધાઈખાતું : ખાન અબ્દુલ્લાખાન, મુખ્ય અધિકારી. તેઓ પોતાના વિભાગીય મુકાદમો અને કારીગરો ગોપાળરાવ જોષીને મળી ગોઠવી લેશે.

'વેચાણખાતું : મિસ્ટર મુનશી, જૂના વણાટ–અધિકારી. તેઓએ જોકે નવા માણસો ગોઠવવા શેઠને મદદ કરી હતી પરંતુ તેઓ અંદરખાનેથી આપણા પૂરા મદદનીશ રહ્યા હતા. તેમનું દિલ આપણા તરફ હતું એનું કારણ આપણા પક્ષે ન્યાય હતો અને તેઓ ન્યાયને ચાહનારા છે. વેચાણખાતું ઘણું અગત્યનું છે અને તેઓ આ કામના ખાસ માહિતગાર છે. તેઓ પોતાના મદદનીશ, દેશાવરના પ્રતિનિધિઓ, અને અન્ય વિભાગીય કામદારો બાણુભાઈને મળી ગોઠવી લેશે.

'સફાઈખાતું : બલભદ્ર ઠાકોર : (તાળીઓના અવાજ) મુખ્ય સફાઈદાર. તેઓ પોતાના વિભાગીય કામદારો બાણુભાઈને મળી નક્કી કરી લેશે.

'દાક્તર, કંપાઉન્ડર અને નર્સને આપણે ચાલુ રાખવાનું ઠરાવ્યું છે. પહેરેદાર વગેરે પણ એ જ પ્રમાણે ચાલુ રહેશે.

'આ બધાં ખાતાંના મુખ્ય જવાબદાર બાણુભાઈ પંડિત

ગણાશે. મિલના નિયમોમાં ફેરફાર કરવામાં આવ્યા છે એક-બે દિવસમાં છપાઈને એ બહાર પડશે

'અત્યારની ગોઠવણી એક માસ ચાલુ રહેશે. અનુભવે તેમાં ફેરફાર કરવામા આવશે

'રામસિંહ અને હું ઇરાદાપૂર્વક બહારના કામ માટે છૂટા રહ્યા છીએ આપણે માત્ર આપણુ કરીને બેસી નથી જવુ આપણો હેતુ આખા હિંદુસ્તાનનો કામદારવર્ગ સ્વતંત્ર થાય એ છે. એને માટે અમે બનતું બધુ કરશુ

'હવે પગાર: અત્યાર સુધી મુખ્ય અધિકારીઓ મોટા પગારો લેતા હતા શેઠ પોતે પ્રતિનિધિ તરીકે કમિશનના વરસે અઢીથી ત્રણ લાખ મેળવતા મુખ્ય વ્યવસ્થાપક બારસો લેતા. મદદનીશ ( આપણા બાબુસાહેબ ) ચારસો લેતા એન્જિનિયરને સાતસો આપતા, કાંતણી અધિકારીઓ પાંચસો પડાવતા, વણાટ અધિકારી સાતસો, વણાટના મદદનીશને ત્રણસો આપતા, વેચાણ-ખાતાના મુખીને ચારસો આપતા, અરે ડાયર-બ્લીચરને બસો આપતા પરંતુ આપણે આ ભારે પગાર પોસાય તેમ નથી આપણે પ્રતિનિધિના અઢી લાખ તો ચોખ્ખા બચાવી લીધા છે અને દરેક ખાતાના મુખ્ય માણસને સો રૂપિયા આપવાનું ઠરાવ્યુ છે ( તાળીઓના અવાજ ) માત્ર એન્જિનિયરને અઢીસો આપવા પડશે. કામદારોના પગાર કામ પ્રમાણે પહેલાના ચાલુ રાખ્યા છે. પણ ધીમે ધીમે કોઈને પચાસથી ઓછા ન લેવા પડે તેમ કરવા ઉમેદ છે.

'તમારામાથી કોઈને એમ થશે કે આટલા બધા પૈસા વધશે અને નહિ પણુ બચશે તેનું શુ ? પણ આપણે ચડેલો પગાર ચૂકવવો પડશે, મિલમાં નવેસરથી કેટલીક મશીનરી ગોઠવવી પડશે, આપણે સૌને રહેવા માટે એક આખી નવી ચાલી બંધાવવી છે આમ આપણે ઘણા ઘણા ફેરફારો કરવાના છે

'હવે કામ વિષે ઠાકોર સાહેબ બે શબ્દો કહેશે.' નવનીત બેઠો.

બલભદ્ર ઊઠયો. ચહેરા પરની ગભીરતા ઓછી કરતાં એણે ચાર શબ્દોમા પોતાનો આનંદ વ્યક્ત કર્યો, ખાતાના અધિકારીઓમાં વિશ્વાસ વ્યક્ત કર્યો અને છેવટે કામદારોને શિખામણુના બે બોલ કહ્યાઃ 'આજથી આ મિલ આપણી બને છે. જેમ જમીનદારની ખેતી કરતો ખેડૂત અને પોતાનું ખેતર ખેડતો ખેડૂત જુદો હોય છે, એની મનોદશા, એનું કામ, એની ઝડપ, એની ખંત, એનો ઉત્સાહ જુદાં હોય છે, તેમ નફાખોર શેઠિયાની મિલના મજૂરો અને પોતાની મિલમા કામ કરનારા કામદારોમા ચોક્કસ ફેર છે. અને એમા જ આપણી સફળતાની ચાવી છે. જો આપણે સૌ એકતાર થઈ, એકાગ્ર થઈ, એક જ શરીરના અંગની માફક એકરૂપ થઈ એક દિલથી કામ કરશું તો હિંદુસ્તાનને જ નહિ પણ દુનિયા આખીને બતાવી આપશુ કે 'મારુતિ સવ' શી ચીજ છે.

'હું અને બાબુભાઈ લગોટિયા ભાઈબંધ છીએ એ તમને ખબર નહિ હોય. તેમના જેવો પવિત્ર, આ કામનો અનુભવી અને કામ લેવામાં કુનેહવાળો માણસ આપણને ભાગ્યે જ મળી શકત. ગોપાળરાવ, અબ્દુલ્લા, રામસિંહ, રાધાકિસન, ત્રિવેદી, નવનીતલાલ, પ્યારેલાલ, સૌને તમે ઓળખો છો. મારા દિલનો આનંદ

૨૩

દીવાનખાનામાં સોફા ઉપર ત્રણ જણ બેઠાં છે. બલભદ્ર, બાબુભાઈ અને રૂપવતી. નાનો કિરણ બાબુભાઈના ખોળામાં રમે છે. ગમ્મતભરી વાતચીત ચાલી રહી હતી. સૌ જમીને મુખવાસ ચાવતાં હતાં એમાં એકાએક બલભદ્રે ગંભીર થઈ જઈને બાબુભાઈને કહ્યું: 'બાબુભાઈ, હવે તારી ભાભીને કાંઈક સમજાવ તો ઠીક.'

'કેમ, શું થયું વળી?'

'એણે જાણે કામે આવવાનું તો કબૂલ કર્યું છે પણ અહીં રહીને. હવે હું એને કહું છું, આવા આલેશાન મહેલમાં રહેવું, નોકર-ચાકર રાખવા, મોટરમાં બેસી મજૂરીએ જવું એ માત્ર દુનિયાને છેતરવાનો કીમિયો છે.'

'ખરી વાત છે.' બાબુભાઈએ ટેકો આપ્યો.

'અને ફીઝુંડથી મારી માને, બાપાને, બધાંને તેડી આવું પછી સૌ સાથે મિલની ચાલીમાં રહીએ. બંગલો વેચીને જે પૈસા આવે તેમાંથી આપણી નવી ચાલીમાં ખપ લાગે.'

'આ શું કહે છે રૂડીબેન?' બાબુભાઈએ અભિપ્રાય જાણવા પૂછ્યું.

'એને ખબર.' રૂડીનું હસતું મોઢું ગંભીર થઈ ગયું.

'બંગલો વેચવાની વાત કરી તેથી રૂડીબેન જરા ચિડાયાં લાગે છે. પણ વેચવાની જરૂર નથી. એમાં તો ઊલટી ખોટ જાય. ચોથા ભાગનાં નાણાં ઊપજે નહિ. એના કરતાં તમારે ન જ રહેવું હોય તો ભાડે આપી દેવો.' બાબુભાઈએ કહ્યું.

'એને ન રહેવું હોય તો કાંઈ નહિ. હું ને મારો કિરણ રહેશું.' રૂપવતી બોલી.

'તમારે તો ભભાભાઈની સાથે મિલની ચાલીમાં જવાનું.' હસતાં હસતાં બાણુભાઈ બોલ્યા.

'મારી ભૂખરાત જાય છે ત્યાં.'

'હું ને તમારી ભાભી સુદ્ધાં જવાનાં છીએ ને?'

'તે તમે બધાં અહીં મારી સાથે બંગલે રહેજો. ભભો ભર એકલો મિલને ઝાંપે પડ્યો રહે.'

'જો રૂડીબેન! તું આમ આડી થા તો ભભોભાઈ બિચારો મૂંઝાઈ જાય.'

'ઈ કાંઈ મૂંઝાય એવો નથી. લાખ માનવી ભાંગીને એક ભભો ઘડ્યો છે.'

'પણ એમને સૌની સાથે રહેવા જવું છે. પંદર-વીશ લાખ રૂપિયા જેટલી રકમ આપી દેતાં જેનો જીવ ન અચકાયો એને ત્યાં રહેવા જતાં દિલ કોચવાય એવું તમારે ન કરવું જોઈએ.'

'ભલે ને અત્યારે જાય. હું ક્યાં એના મારગમાં આડી ઊભી છું?'

'આમ બોલો છો એ આડા ઊભા રહેવું કહેવાય' બાણુભાઈનો અવાજ કડક બન્યો. 'તમે જ વિચાર કરો કે તમે આ બંગલામાં રહો છો, મોટરમાં ફરો છો, અમન-ચમન ઉડાવો છો; અને તમારાં માબાપ ભાઈભાંડુ, સાસુ-સસરા ત્યાં ઝીંઝુવામાં ઝૂંપડામાં પડ્યાં ટાટ-તડકો અને વરસાદ-પાણીનાં દુઃખી થતાં હશે, આ બધું તમારાથી સહન થાય છે?'

'અરે ભાઈ, મારો તો એક દી એમને સંભાર્યા વિનાનો નથી જતો. હું તો મિલમાં મકામ થાય એટલે બધાંને બોલાવી લેવાની છું.'

'પછી એ બધા ચાલીમા ર્હેશે અને તમે અહીં બગલામાં રહેશો !'

'મને તો બધાંની હારે રહેવુ ગમે, પણ બગલો વેચી દેવો નથી ગમતો '

'આપણે ક્યા વેચવો છે ? ભાડે આપવો '

'ભાડુ કોણ લે !'

'કામદાર-સઘ ' બનલભદ્ર વચ્ચે બોલ્યો

'અમારે એવુ નથી કરવુ ' રૂપવતી બલભદ્રના બોલવાથી ફરી ચિડાઈ

'પહેલાં મને કહે કે પાચ-સાત લાખ આપવા પડશે. ત્યાં જઈને પદર લાખ આપી આવ્યો મારા ક્યાંથી તારી હારે પાનિયા પડ્યા '

'અરે રૂડીમેન'' બાણુભાઈ વાગ્વા લાગ્યા પણ કાઠિયાવાડી ઘોડીની માફક પાટીએ ચડેલી રૂડીની છ્ભ શેની અટકે ?

'સાચુ કહું છુ બાણુભાઈ, આના કરતા કોક બીજો સાધારણ કોળી મળ્યો હોત તો સખે બે ય જણ કામત ને પેટ ભરત. આ રાતદીની હૈયાહોળી તો નહિ '

'તો હવે તમે ને ભલાભાઈ મજૂરી કરો ને કમાઓ આ હૈયાહોળી કરાવે છે એ બગનાને મૂકો પડતો.'

'તુ યે બાણુભાઈ, કાંઈ ઓછો નથી ઓલી મારી ભાભી બિચારી રાતે પાણીએ રોતી હશે '

'પહેલા રોતી હવે તો લહેર કરે છે '

'ચ રસોનો પગાર મૂકી સામા આવશો તો કાઈ નહિ લાગે !'

'લાગશે, પણ થોડા દિવસમા શાત થઈ જાય.'

'ઠીક બાણુભાઈ, આપણે બે-કમા જઈ આવીએ ' બલભદ્રે વાત ફેરવી

'અરે કિરણ તો ઊંઘી ગયો !' રૂપવતીની નજર એકાએક ગઈ.

'એને છે કાંઈ!' બલભદ્રે કહ્યું.

'હવે તો ઈ બાબુભાઈને ખોળે બેઠો છે.' કહીને રૂપવતી ઊઠી. આસ્તેથી કિરણને ઉપાડી અંદર સુવાડવા લઈ ગઈ.

પાછળથી બાબુભાઈએ કહ્યું: 'ભભાભાઈ, તમે બહુ ઉતાવળા છો. જરાક ધીરજથી, સમજાવટથી પગલાં ભરો તો તમે જે કરો તેમાં રૂડીબેન હસતે મોઢે સાથ આપશે.'

'પણ હવે તો હું ખૂબ વિચારપૂર્વક કામ કરું છું.'

'ધૂળ વિચારપૂર્વક કરો છો! તમે જ આ વૈભવમાં લઈ આવ્યા. મનમાંન્યા મોજશોખ મણાવ્યા. હવે તમને ઘૂરી ચડી એટલે એકદમ પાછી મજૂરણ થઈ જાય! એમ માણસ કાંઈ જાદુગરના પોપટની જેમ ઘડીકમાં પંખી ને ઘડીકમાં માણસ થઈ શકતાં નથી. તમારાં જેવાં જેનાં ચક્કર ઊંચાં હોય એની વાત

# ૨૪

શેઠના ખાસ કાર્યાલયનો દેખાવ ફરી ગયો હતો. ટેબલ ખુરશીઓની જગ્યાએ ભીંત પાસે એક નાની ગાદી બિછાવી ઉપર સફેદ ઓછાડ પાથર્યો હતો. અને એવા જ સફેદ ગલેફવાળો તકિયો પાછળ મૂકવામાં આવ્યો હતો. આગળ નાના ફરતા કઠેડાવાળું રંગીન ઢાળિયું મેજ મૂકેલું હતું. ગાદીની વચમા પગ પર પગ ચડાવી, જમણા ઘૂંટણ પર પૂઠું રાખી બાણુભાઈ ઝડપથી કંઈક લખી રહ્યા હતા. સાડા આઠનો ટકોરો પડ્યો. બારણું ઉઘાડી ગોપાળરાવ ધીમેથી અંદર આવ્યા. નમસ્કાર કરી શેતરંજી પર બેઠા. વાક્ય પૂરું લખાઈ ગયું એટલે બાણુભાઈનું ધ્યાન ગયું. ગોપાળરાવને જોતાં જ 'આવો શું લાવ્યા ?' કહી આવકાર આપ્યો.

'દરેક વિભાગને કામ સોંપાઈ ગયાં બધાં ખાતાં ચાલુ

માં એનું વજન સારું હતું. ખજાનચી, મુનીમ, નામાવાળા, રૂના દલાલો, દરેક એને મોટા માનતા. રજની એમ. એ. એલ એલ. બી. થયો હતો. આટલી નાની ઉમરે હકીકતોનો ભંડાર હતો. સુધારક વિચાર અને સ્વતંત્ર સ્વભાવને લીધે શેઠનો અણમાનીતો અને બાબુભાઈનો માનીતો બન્યો હતો. બસો રૂપિયાના સો થયા છતાં એ હોંશથી રહેવા તૈયાર હતો તેનું કારણ બાબુભાઈ પંડિત હતા. બાબુભાઈ મુખ્ય વ્યવસ્થાપક થતાં એનું માન ઓર વધ્યું હતું.

રજની પોતાના કાર્યાલયમાં પેસતાં એકાએક અટકી ગયો. એની નજર બાબુભાઈના કાર્યાલય ઉપર થંભી ગઈ. પટાવાળાએ ઊઠીને બારણું ઉઘાડ્યું અને ઉઘાડા બારણામાં એક સ્ત્રીને દાખલ થતાં એણે જોઈ. ખાખી ચડ્ડી, અંદર ખોસેલું અર્ધી બાયનું ખમીસ, પાછળ કેડ સુધી અડતો ગૂંથેલો ચોટલો, ચોટલાને છેડે બે લાલ ફૂમતાં, સફેદ માંસલ પિંડીઓ, પગમાં મુલાયમ કારીગરી-વાળા ચંપલ; પાછળ ત્રણ વરસનો બાળક; બાળકે ઝીણી ખાદી-ની સુરવાળ, ચળકતા બદામી સ્લીપર, બારીક પારદર્શક ગોઠણ સુધીનું અચકન, લીલુ રેશમી કાળા બુટ્ટાવાળું જાકીટ, માથે ઓડ પર ઢળતા વાંકડિયા વાળ, કાનમાં સોનાની નાની કડીઓ, ગોરું રૂપાળું મુખ. માની પાછળ ચારે બાજુ જોતો એ ચાલ્યો આવતો હતો. બંને ઓરડામાં દાખલ થયાં તેવું જ પટાવાળાએ બારણું બંધ કર્યું.

રજની પોતાના ટેબલ તરફ ચાલ્યો, ખુરશી નજીક લઈ બેઠો.
ખજાનચીએ પૂછ્યું: 'કોણ હતું કાન્ત?'
'મિસિસ ઠાકોર.'
'હેં!'
'હેં શું? બંગલો છોડીને આવી મજૂરી કરવા.'
'ધન્ય છે એને.'

'ધન્ય શું ? મોટરમાં આવી છે ને મોટરમાં જશે બહુ બહુ તો કલાક મિલમાં આંટો મારશે. '

'તારી ભૂલ થાય છે, રજની !'

'મારી ભૂલ થાય નહિ. મે દુનિયા બહુ જોઈ છે. આપણે તો એક જ માણસને પાસ કર્યો છે '

'કોણ બલભદ્ર ?'

'નહિ પંડિત સાહેબ.'

'એના જેવું તો કોઈથી ન થવાય '

'સાહેબ આ હૂંડી ' ખજાનચી હૂંડી લેવા પોતાની બારી તરફ ગયા.

રજની અધૂરો કાગળ પૂરો કરવા બેઠો ટાઈપ કરનાર કારકુન એની સામે ત્રાસી નજરે જોઈ રહ્યો.

બાબુભાઈએ રૂપવતીને જોતાં આવકાર આપ્યો 'આવો '

રૂપવતી શેતરંજી પર બેઠી બાબુભાઈએ કિરણને પાસે લીધોઃ 'ભાઈ ક્યાં ?'

'સીધા કામ ઉપર.'

'તમે કેમ અહીં આવ્યા ?'

'નામ નોંધાવવા.'

'ગોપાળરાવ પાસે જવાનું.'

'તે તમે એને ના કહો ? મને ન ખબર પડે.'

'એ તો બધું શીખવું જોઈએ.' કહીને બાબુભાઈએ ટોકરી વગાડી પટાવાળો આવ્યો 'ગોપાલદાસકો બુલાઓ '

ગોપાળરાવ આવ્યો બંનેને નમસ્કાર કરી ઊભો રહ્યો. બાબુભાઈએ બેસવા કહ્યું પણ ન બેઠો પછી રૂપવતીને ઉદ્દેશીને કહ્યુંઃ 'તમારે ઊભાં થવું જોઈએ, નમસ્કાર કરવા જોઈએ. એ તમારા

કરતાં ઉંમરે અને અધિકારે મોટા છે.' રૂપવતી શરમાઈને નીચે જોઈ રહી.

'ઠીક જુઓ ગોપાળરાવ, બેનને લઈ જાઓ કાંતણખાતામા. ટોપલા-કામમા મૂકો.'

'એમનાથી થઈ શકશે?'

'અરે તમને ખબર નથી. તમારા બધા મજૂરથી વધારે કામ આપશે.'

રૂપવતી ગોપાલ સાથે ચાલી. નોધણી-કાગ્દુન પાસે નામ લખાવ્યુ પછી રાધાકિસનને ભલામણ કરીઃ 'દેખો ભૈયાજી, યે રાની સાહબ આ ગઈ. ઇસકો કોકડીમે રખ દોઃ છોટા સાહેબને કહા હૈ.'

રાધાકિસને સલામ ભરી રૂપવતીને સાથે લીધી. ત્રાકોના ઘરઘરાટ વચ્ચે થઈ ને બન્ને ચાલ્યાં. આસપાસ ઝીણી ઝણ ઊડ્યા કરતી હતી. કાંતનારીઓના વાળ અને કપડાં પર ઝીણી રજ ઊડી રહી હતી. સૌની નજર રૂપવતી અને તેની પાછળ ચાલતા નાનકડા કિરણ પર દોડી જતી હતી રાધાકિસને મદદનીશ મુકાદમ બાઈને બોલાવી રૂપવતીને ટોપલા-કામમાં રાખવા કહ્યુ બાઈ બિચારી ઘડીક તો જોઈજ રહી. પછી રૂપવતીને એક ટોપલો આપ્યો. કયાંથી કોકડાં લેવાં, કયા લઈ જવાં તેની સૂચના ન આપતાં એક છોડીને બોલાવી કહ્યુઃ 'કમળી, બાઈસાહેબને તારી સાથે રાખ, બધું બતાવ, એમનો ટોપલો તું જ ભરી દેજે. બહુ ન ભરતી.' રૂપવતી સાભળી રહી, પછી કમળી સાથે ચાલી કોકડાંના ટોપલા ભરાતા હતા ત્યાથી એક ટોપલો કમળીએ માથે ચડાવ્યો. રમકડાની માફક ઉંચકીને રૂપવતી પાછી ફરી બે-ત્રણ ટોપલા સાર્યા પછી કિરણને કહ્યુઃ 'જો હવે તુ એક ઠેકાણે બેસી જા. નહિતર જા ઑફિસમાં કાકા પાસે!'

'નહિ અમે તમાલી હાલે ને હાલે ફલશું.'

'કેમ માનતો નથી?' રૂપવતીએ આંખ કાઢી.

એક કારકુન નીકળ્યો એ ઊભો રહી ગયો. કારકુનો, મુકાદમો, કામદારો બધાની નજર એક જ વસ્તુ જોતી હતી; બધાની જીભ એક જ વાત કરતી હતી, બધાના કાન એક જ વાત સાંભળી રહ્યા હતા.

કારકુને કિરણને તેડી લીધો. 'ચાલો બાપુ પાસે લઈ જાઉં.'

'નહિ, બાપુ પાસે નથી જાવુ.'

'એને ઑફિસમાં બાબુભાઈ પાસે લઈ જાઓ.'

'નથી જાવુ.' કૂદકા મારી કિરણ નીચે ઊતરવા પ્રયત્ન કરવા લાગ્યો. કારકુનને મુક્કા મારવા લાગ્યો. રૂપવતી ટોપલો ભરીને આવી. 'કેમ હરામખોર! મારે છે? છોડી દો એને.' છૂટ્યો તેવો જ આવીને રૂપવતીને પગે બાઝી પડ્યો. રૂપવતીએ ધીરેથી સમજાવ્યો: 'જો તું થાકી જઈશ એ કરતાં કાકા પાસે જા ને!'

'અમને મોટલમાં લઈ જશે?'

'હા જા.'

કારકુન કિરણને લઈ ગયો. પછી રૂપવતીએ ટોપલામા ઝપટ કરી. આજ પાચ-છ વર્ષે એણે કામ હાથમાં લીધુ હતું પણ સંસ્કારે, રાહ અને જૂની ટેવે એ કામગરી હતી. કામ હાથ બેસતાં વાર નહિ લાગે એવી એને ખાતરી હતી. સૌની સાથોસાથ આખા ભરી ભરીને ટોપલા સારતી રૂપવતીને જોઈને મજારો સ્તબ્ધ બન્યા

ધોરિયામાંથી દુર્ગંધ છૂટતી હતી. સાફ નહિ થવાને લીધે સીમેન્ટનો પાકો ધોરિયો કાળા કીચડથી ગંધાઈ ,જાડો હતો. માત્ર ત્રણ કલાકમાં દીવાલ પાછળનો એક ફર્લાંગનો ધોરિયો સાફ કરીને બલભદ્ર પાછો ફર્યો. દરવાજેથી અંદર જતાં રામસિંહ સામો મળ્યો. રામસિંહ મોટર હાંકતો હતો અને કિરણ બાજુમાં બેઠો હતો. 'બાપુ પાસે જવું' કહીને એણે હાથ લંબાવ્યો.

બલભદ્ર હસ્યો. 'રામસિંહ સાથે શહેરમાં જઈ આવો. નવનીત ક્યાં છે?'

'શહેરમાં પ્રાર્થના–સમાજ પાસે કાર્યાલય રાખી લીધું. પચાસ રૂપિયા ભાડું ઠરાવ્યું છે. વાચનાલય, રાત્રિશાળા બધા માટે કામ આવી શકે તેવું છે.'

'બહુ સારું.'

'આપ સાંજે એ બાજુ થઈને જશો તો જોઈ શકશો.'

'નવનીતને બપોરે અહીં મોકલજે.'

'ભલે.' મોટર ચાલી.

'કિરણ, આવજે બચ્ચા.' કહીને બલભદ્ર બીજી બાજુ વળ્યો. પોતાના ત્રણ સાથીઓને લઈ પાછળના ભાગમાં ગયો. દસ પાયખાનાની કતાર ઊભી હતી. બદબો સતત આવ્યા કરતી હતી. ડબ્બા-પદ્ધતિ હતી તેથી વિશેષ દુર્ગંધ આવતી હતી. પાંચ ભંગી હંમેશ રાતે એ સાફ કરતા હતા. બલભદ્ર ઘડીભર પાયખાના સામે જોઈને ઊંડા વિચારમાં ઊતરી ગયો.

મગજમાં વાવાઝોડું શરૂ થયું. જિગર ચાલતું ન હતું. આટલી બાળ સાફ કરતાં માથું ચઢી આવ્યું હતું. ટેવ નહિ તેથી હાથ કળતા હતા. પિંડીઓ ઢીલી થઈ ગઈ હતી. ઉમર કરતાં બેવડું અને લહેરી જીવન એને નડ્યું હતું. બલભદ્રે મન સાથે ભયંકર

યુદ્ધ આદર્યું. જેમ જેમ દુશ્મનને દબાવવા મથતો ગયો તેમ તેમ શત્રુ બધાં હથિયાર સાથે હુમલો લાવવા લાગ્યો

'એક સાથે બધુ ય ન બની શકે થોડા સો મીઠા' અને હાર કબૂલ કરતા સુંદર દલીલ યોજી કાઢી 'ચાલ નાહી લઉં અને રૂપવતી શું કરે છે તેની ખબર કાઢું.'

'પણ હજી તો અગિયાર થયા છે' વળી વિરોધ ઊઠયો.

હવે શું કામ કરવું તેનો વિચાર કરતો બલભદ્ર પાયખાના સિવાયનું કામ શોધવા લાગ્યો ફરી મન ઢીલું પડ્યું 'બાપુભાઈને નવી ગોઠવણુમાં કાંઈ પૂછવું કરવું હશે, પૈસા સબંધી જવાબ આપવા હશે એક આંટો જઈ આવું'

હોજે જઈને બલભદ્ર નાહ્યો સાથેના સફાઈકારોને પાછળની ગલી વાળવા મોકલ્યા પોતે કપડા બદલી કાર્યાલય તરફ ચાલ્યો.

## ૨૫

રાતના નવ વાગે ગિરગામ કાર્યાલયમાં સઘના મુખ્ય કાર્યકર્તાઓની બેઠક મળી. નવી ચાલીની રૂપરેખા નક્કી કરી મિસ્ત્રીને વરધી આપવાની હતી. 'બલભદ્રપ્રાસાદ' બાંધનાર કોંટ્રાક્ટર મિ. જેન્સનના મદદનીશ દેવજીભાઈ મિસ્ત્રીને ખાસ બોલાવવામાં આવ્યા હતા.

દોઢ કલાકની ચર્ચા પછી બાબુભાઈએ રૂપરેખા અને આંકડા રજૂ કર્યા.

'૧૬×૧૬ના બે ઓરડા, આગળ આઠ ફૂટની ઓસરી, ઓસરીમાં બન્ને બાજુ એક એક ઓરડીઃ એક નાહવાની, બીજી રસોઈ કરવાની. નાહવાની ઓરડીમાં નળ, રસોડામાં ખાળ–પાણિયારું, ભીંતિયો કબાટ અને અભરાઈ. વચલા ઓરડામાં એક એક કાચિયો કબાટ, ચારે ભીંતે ફરતી ખીંટીઓઃ વચ્ચોવચ્ચ કડાં અને ૫×૨ ફૂટની લોખંડના સળિયાવાળી હિંડોળાખાટઃ એક હારમાં આવાં દસ મકાન નીચે, દસ ઉપરઃ આ એક વિભાગ. આવા દસ વિભાગનો એક ખંડઃ એવા દસ ખંડ હાલ તુરત આપણે બાંધવા. કુલ બે હજાર મકાન થયાં. સ્ત્રી–પુરુષ બન્ને કામ કરતાં હોય તો લગભગ ચાર હજાર કામદારનો સમાવેશ થઈ શકશે.

'સામસામા ખંડો વચ્ચે પચાસ ફૂટ ચોગાન રાખવું. ચોગાનમાં વચ્ચોવચ્ચ લીંમડા, વડલા, ગુલમોર, બૂચ વગેરે છાયાવાળાં ઝાડ વાવવાં. ઝાડ ફરતાં ખપાટનાં પિંજરાં બનાવવાં. ઝાડની છાયા પડે તે રીતે બન્ને બાજુ પાકી સડક બનાવવી.

'અત્યારે જમીનના ચાર ટુકડા આપણી પાસે છે. એક ટુકડામાં આ ચાલી. બીજામાં કાર્યાલય, પુસ્તકાલય, દવાખાનું, સહકારી દુકાન, અતિથિગૃહ, નાટ્યગૃહ એટલાં મકાનો. આને માટે મિસ્ત્રી, તમારે બે-ત્રણ જાતના જુદા જુદા નકશા નમૂના દાખલ કરી તૈયાર કરી લાવવા.

'ત્રીજા ટુકડામાં રમતનું મેદાન, રમતનાં સાધનો, વ્યાયામનાં સાધનો રાખવાં તથા કુસ્તી વગેરે માટે બે છાપરીઓ.

'ચોથા ટુકડામાં પાયખાનાં, ફળ-ઝાડ ને શાકનો બગીચો.

'આ ચારે ટુકડા જેવડો મોટો જમીનનો ખંડ સામે પડ્યો છે તેને હમણાં ફાજલ રાખવો. ભવિષ્યમાં ત્યાં નવી મિલ બાંધવી.'

બલભદ્ર સાંભળી રહ્યો હતો. બીજા બધા કાગળ સામે જોઈ રહ્યા હતા. બાબુભાઈએ શ્વાસ ખાઈ આગળ ચલાવ્યું:

'જમીનનું પાંચ વર્ષનું વ્યાજ, મકાનો, રાચરચીલું, પુસ્તકો, દવા, દુકાનનો માલ, વગેરેનો કાચો અંદાજ લગભગ દસ લાખ થાય છે. મિલના ખૂટતા સાંચાકામ માટે, નવાં બે એન્જિન માટે, મકાનની મરામત માટે, મળીને પાંચેક લાખ જોઈશે.

'ઠાકોર પાસેથી સંઘને પંદર લાખ મળેલા. તેમાંથી દસ લાખ મિલના આપ્યા. પાંચ લાખ છે. બીજા પંચ લાખ આવતા વર્ષમાં આપણે પેદા કરવા જોઈએ. જોકે બીજા પાચ લાખનું વચન ઠાકોરે આપણને આપેલું છે; એનો ઉપયોગ બનતાં સુધી મિલમાં ન કરવો એવો અમારો બન્નેનો મત છે.

'નવનીતલાલ અને રામસિંહ પોતાનું કામ વ્યવસ્થિત ગોઠવી લે પછી મુંબઈ, અમદાવાદ, કરાંચી, મદ્રાસ, કલકત્તા, રંગુન, કાનપુર વગેરે સ્થળે સંઘની શાખાઓ ખોલી, હિંદભરમાં જોરશોરથી પ્રચારકાર્ય શરૂ કરવા વિચાર છે.'

'વાહ કયા બાત!' અબ્દુલ્લા બોલી ઊઠ્યો.

'બોલો દેવજીભાઈ, તમે પાકો પ્લાન અને આંકડા ક્યારે આપશો?' બલભદ્રે પૂછ્યું.

'ફર્નિચર બધું મારે મગાવવું?'

'હા.'

'પંદર દિવસમાં આપીશ.'

'પંદર નહિ એક માસ. આજે ૨૮મી છે, આવતી ૨૮મી-એ જોઈએ. અને મકાનો બધાં વસવા જેવાં મોડામાં મોડાં એક વર્ષમાં જોઈએ.' બાબુભાઈએ ચોકસાઈ કરી.

'કબૂલ.' દેવજી મિસ્ત્રી સલામ ભરી ચાલ્યા ગયા.

'સારું ચાલે છે. દર ત્રીજે દિવસે કોઈ પણ એક ચાલીમાં સભા થાય છે. અહીં રાત્રીશાળા અને વાચનાલય શરૂ કર્યાં છે.'

'લાભ કેવોક લેવાય છે?'

'હજી તો શરૂઆત છે. પણ ધીમે ધીમે વધશે.'

'કામદારોમાં અને શહેરીઓમાં આપણા મંડળ વિષે અને મિલ વિષે શી વાત ચાલે છે?'

'સેંકડે નેવું ટકા આપણી તરફેણમાં છે. એક વરસમાં એક એક કામદારને કબજે કરી લેવો છે.' રામસિંહ બોલ્યો.

'બહુ ઉતાવળા ન થવું.' બાબુભાઈએ ઐક દબાવી.

'નહિ સાહેબ, એમ નહિ પણ મામલો ક્યારે વીફરે તે કંઈ કહી શકાતું નથી. અને આપણે હાર્યા એમ આપણને લાગ્યું, બાકી બીજા તો આપણી ચોખ્ખી જીત માને છે. અને આપણી મિલમાં આવવા આજીજીઓ કરે છે.'

'આપણે ત્યાં હવે જગ્યા નથી.'

'અમે કહીએ છીએ: તમારી મિલમાં આગ જગાવો અને અમારી-માફક મિલ કબજે કરી લ્યો.' રામસિંહ ફરી તાનમાં આવી ગયો.

'સૌને તમારી જેમ બલભદ્ર ક્યાંથી મળે?' બાબુભાઈએ ટોણો માર્યો.

'મશ્કરીની વાત નથી પંડિતભાઈ,' નવનીતે ગંભીર થઈને કહ્યું: 'આપણે સંઘને હજી વધારે વ્યવસ્થિત બનાવવો જોઈએ. અને આપ તથા ઠાકોર સાહેબ હિંદભરમાં શાખાઓ ખોલવા કહો છો તેનો અમલ તત્કાળ થવો જોઈએ.'

'બરાબર છે.' ગોપાળરાવે ટેકો આપ્યો: 'એ વિના આપણી મિલનું જ કર્યા કરીએ તો સ્વાર્થી ઠરીએ. એમાં પરમાર્થ ક્યાં રહ્યો?'

'તમારી વાત ખરી છે પણ આપણે પહેલાં મારુતિ મિલને

એવી બનાવી દેવી જોઈએ કે હિંદભરનો મજૂર એની વાત સાંભળીને લડત માટે અધીરો થઈ જાય. એને પોતાની સ્થિતિનું ભાન થાય. પોતાની પરિસ્થિતિમાં પૂરો અસંતોષ ન પ્રગટે, એ સ્થિતિ અસહ્ય ન બને ત્યાં સુધી માણસ એમાંથી નીકળવા મરણિયો થતો નથી !' બલભદ્રે મિલને આદર્શ બનાવવાની જરૂર ઉપર ભાર મૂક્યો.

'એ વાત ખરી છે. છતાં ઠેર ઠેર સભાઓ, વ્યાખ્યાનો, પત્રિકાઓ, પુસ્તિકાઓનો મારો ચલાવી મોટું આંદોલન જગાવ્યા વિના દી નહિ વળે.' નવનીતે કહ્યું

'એ વાત તો બાબુભાઈએ પહેલાં કરી દીધી. એને માટે રકમ ખાસ કાઢી રાખી છે. માત્ર વખત આવે એની રાહ જોવાની છે.'

'રાહ જોવાની હવે જરૂર નથી.' રૂપવતી ગર્જી ઊઠી. અત્યાર સુધી એ શાંતિથી સાંભળ્યા કરતી હતી. પણ બલભદ્રના છેલ્લા વાક્યે એ ઉકળી ઊઠી. 'ઠાકોર તો બાબુભાઈ સાથે રહીને ભગત થઈ ગયા છે. પણ નવનીત, તું મૂંઝાઈશ નહિ ઠાકોર આવે કે ન આવે. હું તારી સાથે આવીશ તું, હું ને રામસિંહ, મુંબઈમાં જ નહિ પણ દેશ આખામાં ઘૂમી વળીશું. આ દિવસમાં મારું માથું ફાટી ગયું છે. ઠાકોર ચાલીઓમાં જઈને કોઈ વાર મોડા આવતા તો તારી ઉપર હું ખિજાતી. પૂરું જમતા નહિ, ઊંઘમાંથી જાગી જતા તો મને તારા ઉપર ચીડ ચડતી પણ હવે મને એની સમજ પડી. મારી સાથે કામ કરતી બહેનોને મોઢેથી જે વાતો મેં સાંભળી છે એ તમારી પુરુષોની આગળ કહેતાં મને શરમ લાગે છે. ભિખારીને સુવાવડ આવી હોય તો માંડ એક માસ મળે; બાળકોની દશા એથીયે બૂરી. રોગી મુકાદમોની તો આખો જ ફોડી નાખવી જોઈએ. ગામડાનાં હવાપાણીથી બંધાયેલ લઠ્ઠ જેવું શરીર પાંચ વર્ષમાં ઢીલું ઢફ થઈ જાય છે, ઓળખાયે નહિ. આપણી ચાલી તો હજી ઠીક છે. બીજી મિલોમાં તો કહે છેઃ માણસ

સાવ કંતાઈ જાય છે. મારી પાસે કામ કરે છે એ આપણા કુંડલા પંથકની જ છે. એણે એવી એવી વાતો કરી છે કે સાંભળતાં રૂંવાડાં ઊભાં થઈ જાય અને કાનના કીડા ખરે.'

આખું વાતાવરણ ગરમ થઈ ગયું. રૂપવતીના કપાળ પર પરસેવાનાં મોતી બાઝ્યાં. બાબુભાઈ ઊંડા દુઃખથી નીચે જોઈ રહ્યા. બલભદ્ર અંદરખાને સળગી રહ્યો. રામસિંહ ભવાં ચડાવી એકી-ટસે જોઈ રહ્યો. અબ્દુલ્લાની આંખ લાલ થઈ. ગોપાળરાવે 'પાંડ-

## ૨૬

જુસ્સાદાર ભાષણ કર્યા પછી વક્તા પોતાના કથનનો સાર શાંતિથી કહી જાય તેમ મન મૂકીને વરસ્યા પછી વાદળા ઝરમર ઝરમર વરસી રહ્યા હતાં મહાલક્ષ્મીના મજૂર-વસ્તામા પાણી ઝરી રહ્યા હતા રસ્તા પરથી વાહનો આજુબાજુના ચાલનારાઓને પોતાની ગતિનો સચોટ રીતે ખ્યાલ આપી રહ્યા હતા પતરા અને જૂના નળિયાથી ઢંકાયેલા છાપરા અસ્તવ્યસ્ત થઈ ગયા હતાં અંદર રહેતા મનુષ્યજીવો પોતાના રક્ષણ માટે નિષ્ફળ પ્રયત્નો કરતા હતા

ન્યુ કોટન મિલના મજૂરો છૂટીને ઘર તરફ આવતા હતા એ વખતે એક મોંઘી દેખાવડી મોટર બંધ બારણે આવી પહોંચી છમછબિયા ઉડાડતા નાગોડિયા છોકરા મોટર ફરતા ફરી વળ્યા

લેંઘાના પાયસા ગોઠણ સુધી ચડાવીને નવનીત બહાર નીકળ્યો ચંપલ મોટરમા રાખીને રૂપવતી નીચે ઉતરી રામસિંહે આગળ જઈને રસ્તો બતાવ્યો.

રૂપવતી–નવનીતને આવતાં જોઈ અંદરથી બે જણ બહાર આવ્યા.

'ક્યાં જવુ છે ભાઈ!' રામસિંહને એક પૂછ્યું. એનાં કપડાં બધા ભીંજાયલાં હતાં. માથુ ઉઘાડું હતું. દાઢી વધેલી હતી. ચહેરા પર લોહી ન હતું. આખમાં ઉજાગરા ભર્યા હતા.

રામસિંહે એને ઉત્તર આપ્યો: 'તમારાં ઘર સુધી.'

'અહીં તો બાપા, ઊભા રહેવાય એવું નથી.' એમ કહીને એણે ઓરડા તરફ હાથ કર્યો.

'કેમ ભાઈ, તમારુ નામ શું?' રૂપવતીએ આવતાંવેંત

માં ચૂલો હતો. એલ્યુમિનમની બુધાં પડી ગયેલી બે તપેલી, કોડીની કટાઈ ગયેલી બે-ત્રણ થાળીઓ, બીજી બાજુ ગાભા જેવી બે-ત્રણ ગોદડીઓ, વાંસડાની વળગણી ઉપર ભીનાં, ફાટલાં, મેલાં લૂગડાં. એક વરસની એક છોકરી રોટલાનું બટકું લઈ બેઠી બેઠી ખાતી હતી, એના હાથનું લીંટ રોટલાને અડતું હતું અને હાથ, મોં અને રોટલા પર માખીઓ બણબણતી હતી આખા ઘરમાં ચૂના અને તેને લીધે જ ભેજ હતો. ખાટલા પર જૂના સાડલાનો ચંદરવો બાંધ્યો હતો. ખાટલા આગળ નવ-દસ વરસની છોકરી બેઠી બેઠી પવન નાખતી હતી.

ખાટલામાં માત્ર હાડચામનો માળખો બનેલી મનુષ્યાકૃતિ પડી હતી. આંખો ઊંડી ઊતરી ગઈ હતી, ગાલનાં હાડકાં દેખાતાં હતાં. ચહેરો બિહામણો લાગતો હતો. ઘડી ઘડી એ બાઈ ઉધરસ ખાતી હતી અને ખાટલા નીચે લોહિયાળ બગખા કાઢતી હતી. બહુ ચૂંકવાની શક્તિ પણ હવે એનામાં રહી ન હતી.

'કેટલાક દીથી માંદી છે તારી મા?' રૂપલીએ છોડીને પૂછ્યું.

'ઘણા ય દી થયા.'

'તાવ મુદ્દલ ઊતરતો નથી?'

'બપોર પછી બહુ ચડે છે. સવાર-સાંજ મોળો પડે છે.'

'દવા કરાવો છો?'

'અરે બા,' રામલો ઘરમાં આવ્યો. 'દાક્તરનાં ઘર ભર્યાં. પેટમાં ન ખાઈને દાક્તરને દીધા પણ મટતું જ નથી. છોકરાંનાં અને મારાં નસીબ ફૂટલાં, બીજું શું?'

'દેશમાં કેમ નથી લઈ જતા?'

'દેશમાં ક્યાં જઈને પડીએ? કોઈ નજીકનું સગુવહાલું છે નહિ, ઘરબાર નથી, દસ વરસથી અહીં છીએ. રોટલો અહીં રહ્યો. ભાડાના ય પૈસા નથી તો ત્યાં ખાયેં શું?'

'તમારે રજા કે' દી હોય છે?'

'રવિવારે'

'પરમદિવસે, કેમ?'

'જી હા'

'તો તુ ગિરગામ પ્રાર્થના–સમાજ પાસે 'મારુતિ સઘ'ની ઓફિસે આવજે'

'બહુ સારુ, આવીશ'

'પણ દીઠુ છે?'

'ગોતી કાઢીશ'

'ત્યા તને દવાદારૂ પથારી–પાગરણ, મચ્છરદાની અને થોડા-ઘણા કપડા આપશે'

'તમારો પાડ બાકી હવે તો નથી ચોગાનુ માથાના વાળ જેટલુ દેવુ થઈ ગયુ છે'

રૂપવતી બહાર નીકળી એના ચહેરા પર ગ્લાનિ હતી

'રામસિહ!' એણે બૂમ મારી

'જી' રામસિહ સામો આવ્યો

'હવે ક્યા જશુ?'

'આ આખી હારમા આવુ જ છે'

'માદગી?'

'માદગી નહિ પણ માદગીનો મોટોભાઈ'

'ચાલો આપણે જોઈ આવીએ'

'પણ કીચડ–પાણીમા થઈને જવુ પડશે.'

'ભલે, વાધો નહિ' ધીમે ધીમે બન્ને જણ આગળ ચાલ્યા. ઘરમા નજર કરતા કરતા વધ્યા જાય છે ત્યા એક છોકરાની ચીસ સાભળીને રૂપવતી એના ઘરમા પેઠી રામસિહ પાછો ચાલ્યો વરસાદ તદ્દન બધ થઈ ગયો હતો

'કોણ રહે છે અહીં ?'

'અમે રહીએ છીએ.' એક આધેડ વયની બાઈ બહાર આવી

'કેમ મારો છો છોકરાંને ?'

'શુ કરીએ બા, છોકરા રોયા વેરી જાગ્યા છે '

બાઈ કામેથી આવીને રાંધવાની તૈયારી કરતી હતી ભેજને લીધે ચૂલો બળગતો ન હતો. છોકરાનો બાપ દારૂ પીને એક કોર અર્ધી ઘેનમા પડ્યો હતો

'તમારા વર છે કે ?' રૂપવતીએ ઘરમા પેસતા પૂછ્યુ.

'હા ' કંટાળા ભરેલા અવાજે બાઈ બોલી.

'કેમ સૂતા છે ? માંદા છે કાંઈ ?'

'તમારે ઈ બધુ પૂછીને શુ કામ છે બાઈ ?'

'અમસ્થી પૂછુ છુ માંદા હોય તો દવાદારૂ આપી શકાય.'

'દારૂ તો પીને આવ્યો છે, હવે માગની દવા બાકી છે '

રૂપવતીએ નિસાસો મૂક્યો. બાઈના અસહ્ય દુ ખની કલ્પનાથી એનું કોમળ દિલ ઘવાયુ દુ ખનો તાત્કાલિક ઇલાજ એને સૂઝ્યો નહિ, એ પાછી ફરી.

'કેમ બેન ?' નવનીતે પૂછ્યુ.

'દારૂ પીને ધણી આવ્યો છે. બાઈ બિચારી થાકીપાકી રસોઈ કરે છે છોકરા પજવે છે વરસાદનું ઘરમા ઉભાર તેમ નથી'

એક પછી એક ઝૂપડા જોતા આગળ ચાલ્યા એક ઘરમા પાચ-૭ માણસો હતા. ઘરડો બાપ, જુવાન વગ્વડુ, બે છોકરાં પોણા ભાગનું ઘર ભીનુ હતુ. ચોથા ભાગમા પાચ જણ જેમ તેમ પડ્યા હતા. એક ઠેકાણે મા સિવાય બધાને ખસ નીકળી હતી. બાપ, બે દીકરી ને બે દીકરા. પહેલા નાના બે છોકરાંને હતી. બાપને લુખસ હતી. એમાથી આખુ ઘર સડી ગયુ.

એક પ્યાલે સૌ પાણી પીતા, એક થાળીમા બધા જમતાં,

એક પથારીમાં બબ્બે જણ સૂતાં અને એક ધોલકીની સૌ હવા લેતા. આથી ખસનું રાજ્ય જામેલું રહેતું હતું.

'આમાં દવા શું કરે ?' નવનીતે નિરાશાભર્યા અવાજે કહ્યું.

'નવનીત, આ લોકોનો આમાં વાંક નથી. કેમ કરીને ચોખ્ખાં રહે ?'

'ખૂબી તો એ છે કે આવી સ્થિતિમાંથી નીકળવાનો કોઈ પ્રયત્ન કરતા નથી માંદા થઈને ભૂખે મરશે, ભૂખે પીડાઈને મરશે પણ અન્યાયની સામા થઈને દુ:ખ નહિ વેઠે.' રામસિંહે કહ્યું.

'આપણે એમને આ બધા દુ:ખનું કારણ સમજાવી, અન્યાયનો સામનો કરતાં શીખવવું જોઈએ.' રૂપવતી બોલી.

'હમણાં ચોમાસામાં સૌ એકઠાં નહિ થઈ શકે.' નવનીતે જવાબ આપ્યો.

'તો ઘેર ઘેર જઈને વાતો કરશું. એક એક ઘેર પા પા કલાક બેસીને સમજાવશું. આપણે આખી મુંબઈનો લોભ ન રાખવો. આ એક જ ચાલી બસ છે.' રૂપવતીએ કહ્યું. નવનીત સાંભળી રહ્યો.

રામસિંહે નિરાશાભર્યા અવાજે કહ્યું: 'આ લોકોને સમજાવવા બહુ મુશ્કેલ છે.'

'મુશ્કેલ કામ કરવામાં જ મર્દાનગી છે. એમાં જ મજા છે.' રૂપવતીએ ઉત્સાહ બતાવ્યો.

દોઢ કલાક ફરીને ત્રણે પાછાં ફર્યાં.

પાછા ફરતા નવનીતે રૂપવતી સામે નજર કરી તો તેના ચહેરા પર જુસ્સો અને રોષ સ્પષ્ટ દેખાતાં હતાં. ગામડાની સાધારણ લાગતી કેટલીક સ્ત્રીઓ તદ્દન અભણ હોવા છતાં એને તક મળે તો આખા ગામ ઉપર સત્તા ચલાવતી હોય છે, એ શક્તિનું નવનીતને આજે દર્શન થયું.

## ૨૭

આંખ મીંચીને ઉઘાડીએ તેમ એક વરસ વીતી ગયું. મારુતિ મિલમાં જાહેરાતના પાટિયા ઉપર મોટા અક્ષરે નીચે મુજબ સૂચના લખેલી હતી. મજૂરો છૂટતાં ત્યાં ટોળે વળવા લાગ્યા. એકબીજાને ખભે હાથ મૂકીને, ડોક લંબાવીને, ઊંચા થઈ થઈને મોટેથી વાંચવા લાગ્યાઃ

સૂચના

આવતી કાલથી આઠ દિવસ સુધી મિલમાં રજા છે. મિલનો ધોબીઘાટ આઠ દિવસ સુધી સૌને માટે ખુલ્લો મૂકવામાં આવશે. પોતપોતાનો સામાન, કપડાંલત્તાં, બૈરી–છોકરાં સાથે વ્યવસ્થાપકથી માંડીને સફાઈકાર સુધી સૌએ સવારના સાત વાગે હાજર થવું નવાં મકાનો તૈયાર થઈ ગયાં છે. ચોથે દિવસે ત્યાં જવાનું છે.

વામાં આવ્યાં હતાં. ખાટલા, ગાદલાં, ગોદડાં, ઘોડા, વાસણ, ડોલ, ચટાઈઓ વગેરે સામાન સારી રીતે તડકામાં ખુલ્લો કરી શકાય અને ત્રણ–ચાર માણસ સુઈ શકે એટલી જગ્યા દરેક વિભાગ માટે રાખતાં ચાલવાના રસ્તા સિવાય મિલમાં ક્યાંય ખુલ્લી જગ્યા ખાલી રહી ન હતી.

દરવાજેથી જ નંબર પ્રમાણે વિભાગમાં મોકલી આપતા હતા. દસ વાગ્યા સુધીમાં સૌ આવી ગયા. બલભદ્ર અને રૂપવતી, બાણુભાઈ અને વીણા, ગોપાળગવ અને સત્યભામાબાઈ, અબ્દુલ્લાખાન અને મરિયમબાઈ, રામસિંહ અને કમરીબાઈ પોતપોતાની જગ્યાએ હાજર થઈ ગયાં હતાં. સવારના ચારથી રાતના અગિયાર સુધી આમાંના કોઈને મિનિટની ફુરસદ ન હતી, છતાં થાક કે આળસ, માંદગી કે કંટાળો જણાતાં ન હતાં.

સાંજે કામકાજ ખતમ થયે રમત ચાલુ થતી. વાળુ–પાણી પછી જલસા ગોઠવાતા; એમાં ભજન, સંગીત, નૃત્ય, સંવાદો, જાદુના ખેલ, અંગકસરત, વ્યાખ્યાનો, મેજિક લૅન્ટર્ન, વગેરે વિધવિધ કાર્યક્રમ ગોઠવવામાં આવ્યા હતા. આંખ મીંચીને ઉઘાડીએ તેમ ત્રણ દિવસ વીતી ગયા.

ત્રણ દિવસ પૂરા થઈને ચોથા દિવસનું પ્રભાત ઊગ્યું

પરોડા સેંટ્રલ પ્રીઝનમાં કેદીઓ પોતાનાં બિછાનાં મૂકી પાડીને, નંબર લગાવીને સ્વચ્છ શરીર પર સ્વચ્છ કપડાં પહેરીને, મોઢું દેખાય તેવાં થાળી–પાટ અને અન્ય ચીજો ગોઠવીને હારબંધ ઊભા રહે તેમ બે હજાર કામદારો ઊભા રહ્યા. સામાનની દરેકદરેક ચીજની તપાસ થઈ. સડેલો માલ રદ કરવામાં આવ્યો. સડેલા શીશા, સડેલાં ખોખાં, કોયળા, ગંધાતાં ગોદડાં નોંધ કરીને રદ કરવામાં આવ્યાં. રદ થયેલો માલ પચાસ ટકા કિંમત ભરવાથી પાછો મળશે એમ કહેવામાં આવ્યું.

એક ફાંકડા ઇસ્ત્રીટાઈટ કપડાંવાળા મિયાંના સફેદ બિછાના નીચેથી ગંધાતી લુંગી નીકળી. નિરીક્ષકે સહેજ મોટેથી કહ્યું: 'આવા ધંધા કરો છો મારુતિ મિલમાં રહીને ?'

બસ મિયાંને ચાટી ગઈ. એક જ અપશબ્દ બોલીને એમણે બિસ્તરો લપેટયો. એક ખોખામાં ગોઠવેલો સામાન પાછળથી મજૂરી કરીને લઈ જવાનું ઠરાવી દરવાજા તરફ ચાલી નીકળ્યા. બીજાએ વારવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ! દરવાજે પહોંચે તે પહેલાં રસ્તામાં બલભદ્ર પોતાના વિભાગમાં સામાન ગોઠવી એક બાજુ ઊભો હતો. નજર જતાં બલભદ્રે મિયાંને બૂમ મારી સાંભળ્યું ન સાંભળ્યું કરી મિયાં આગળ ચાલ્યા એટલે બલભદ્ર રસ્તા પર ચાલ્યો. આડો ફર્યો. 'કયા હુઆ મિયાંસા'બ!'

'કુછ નહિ, જાને દો.'

'લેકિન બાત તો કરો.'

'સાલા સબ ગુમાની હો ગયે હૈં.'

'પણ થયુ શું! ચાલો મારી સાથે પાછા ચાલો.'

'નહિ ઠાકોર સા'બ, જાને દો.' એમ કરતાં મિયાંભાઈ બલભદ્ર સાથે પાછા ફર્યા. બલભદ્રે એમના ખોખા પાસે બિછાનું પથરાવ્યું. લુંગી સાંજે ધોઈ નાખવાનું કહી પોતાની જગ્યાએ ગયા. મિયાંભાઈ અર્ધોક કલાક રીસમાં કોઈની સાથે બોલ્યા વિના નીચી નજરે ઊભા રહ્યા.

ત્રણ વખત તપાસ થઈ ગયા પછી ચોથી વખત બાબુભાઈ નીકળ્યા. હસતા હસતા, ધીરે ધીરે, ઝીણી નજરે બધું જોતા ચાલ્યા આવતા હતા. કોઈની સાથે ગમ્મતના બે શબ્દ બોલી ખડખડાટ હસી પડતા. તેમની પાછળ અબ્દુલ્લા અક્કડ ચાલે ચાલતો હતો. બે–અઢી કલાકે તપાસ પૂરી થઈ.

પછી ભૂંગળું વાગ્યું. મિલને દરવાજે દસ લોરીઓ આવીને

બલભદ્ર, રૂપવતી અને નાના કિરણને બંગલો યાદ પણ આવતો નથી. છતાં મીઠી મૂંઝવણનો અનેરો આનંદ તેઓ પણ ઉઠાવી રહ્યાં છે.

પહેલે જ દિવસે રૂપવતીએ સગડિયા–ચૂલામાં કોલસા નાખ્યા ત્યારે બલભદ્રે પૂછ્યું: 'રસોઇયો બોલાવું ?'

'લે રાખ હવે બહુ થયું.'

'તું ઊઠ, હું રાંધું. તને નહિ ફાવે.'

'ને શું ફાવે ? તું જો તો ખરો, અડધી કલાકમાં રોટલી-શાક તૈયાર.'

'આજ તો રૂડી, બાજરાનો રોટલો ઘડ.'

'સગડી ઉપર લોઢીમાં બાજરાનો રોટલો શે ઘડાય !'

'કેમ ? મહારાજ ઘડતા ને ?'

'મા'ગજ ઘડે. મને તો મોટા ચૂલા હોય, ધીમો તાપ બળતો હોય ને મોટી તાવડી હોય ત્યારે ફાવે.'

એમાં બાબુભાઇની સવારી આવી ચડી. 'શું ચાલે છે મિસિસ

૨૮*

ઢોડીને લોક ટોળે વળ્યાં. રતનમાની બૂમ સંભળાઈઃ 'માડી, મારો ભભલો આવ્યો છે.' ઓસરીમાં શેતરંજી પાથરીને ઉપર બલભદ્ર બેઠો છે. ફરતાં નાનામોટાં માણસો ઘેરી વળ્યાં છે. રતનમાએ આગળ આવીને દુખણાં લીધાં. સમાચાર પૂછ્યા. 'માડી, રોજ તો મોટરમા આવછ, આજ કેમ પગપાળો ?'

'આજ મા, એવુ મન થઈ ગયું.'

'છોકરાં ને વહુ બધાં સારાં છે ને ?'

'આ ઘરમાં બેઠાં.'

'હારે લાવ્યો છે ?' કહીને રતનમા ઘરમાં ગયાં. રૂપવતી ઊભી થઈ રતનમાને પગે પડી. રતનમાએ ઊભી કરીને બાથમાં લીધી. સમાચાર પૂછ્યા. છોકરાને તેડીને બહાર આવ્યાં. 'છે ને મારો રાજા. બીજો ભભલો થવાનો !'

દૂર ઊભેલી બાઈઓ બોલીઃ 'રતન જેવો દીકરો છે.'

'લે...ન હોય ? ભભાભાઈને ઘેર રાજ છે !'

'મારા સમ ?'

'તયેં !'

બલભદ્ર ભાઈબંધ-દોસ્તદારો-સાથે વાતચીત કરે છે, એવામાં ગામમાં ખબર પહોંચી ગયા. શેઠ, પટેલ, ગોરદાદા, સૌ આવી પહોંચ્યા. બલભદ્ર ઊઠીને ઊભો થયો. સૌને રામ રામ કરી બેસાડ્યા.

'કેમ શેઠ, પટેલ, ગોરદાદા, મજામાં ?'

'જી હા. આપને દીઠે વિશેષ.'

'પોતાનું માનવું નહિ પણ પોતાનું કરવું. એના ત્રણ રસ્તા છે.' બલભદ્ર સહેજ વિચાર કરવા અટક્યો. પટેલ.વગેરે આતુરતાથી સાંભળી રહ્યા. 'એક તો દરબાર અને લેણિયાતોને હથિયારબળથી સાફ કરી નાખવા! બીજો ખેતરમાં પાકે તેમાંથી ભણતર, આમરક્ષણ, અને આરોગ્ય પૂરતો ભાગ આપી બાકીનામાંથી એક દાણો ન દેવો. પરાણે લેવા આવે તો જાન આપવો પણ અનાજ ન આપવું. આવી સમજણ ગામડે ગામડે ફેલાવવી, એકો કરીને વધારાની ના પાડવી. ભલે પછી જાતી કરે, જેલમાં નાખે કે માર મારે.'

'એમાં તો ખુવાર થઈ જઈએ.'

'ખુવાર થયા વિના છોકરાને છાશ નહિ મળે. ત્રીજો રસ્તો છે ઈ બીજામાંથી જ ફૂટે છે. જગત નિભાવનાર ખેડૂતને દુઃખ દેતાં દરબારની આંતરડી કકળે અને એ તમારો મત કબૂલ રાખે.'

'એ તો સાત કલ્પે ય બનવાનું નથી.'

'ન બને કેમ! આપણી વાત સાચી હોય અને આપણો એકો હોય અને દુઃખ વેઠવામાં તો આજે ય ક્યાં બાકી રહે છે?'

'ઈ તો છે જ. આપણે ત્યાં તો બધા સમજે છે અને સંપ

'માત્ર સાંભળ્યે ફેર ન પડે. એક કાનેથી બીજે કાને કાઢી નાખે કોઈ દી ન વળે. એ તો પાંચ પાંચ, દસ દસ ગામ વચ્ચે એકાદ આવો સમજણવાળો નીકળે અને રાત-દી એની પાછળ લાગ્યો રહે ત્યારે એકાદો થાય અને મહારાજા કાકા કહીને ખેડુની વાત સાચી માને. કેમ લખમણભાભા બોલતા નથી!'

'ભભાની વાત સો ટકા સાચી છે.'

'ભલાભાઈ,' શેઠે વાત ફેરવી. 'આજ દી સુધી તમે આવતા ત્યારે મોટર હોય, બે-પાંચ ગેડિયા સાથે હોય, રાજા જેવો ઠરેશ હોય, બે-પાંચ મિનિટ માંડ રોકાઓ. આ વખતે કાંઈક ફરી ગયા લાગો છો!'

'મને ય લાગે છે. પહેલાં તો ધરતીને માથે પગ નહોતો મૂકતો.'

'અને આજ ઓસરીમાં બેઠો. ઊભો થઈને સામો આવ્યો.'

'પાછો એના બાપાને તેડી જવાની વાત કરતો'તો.'

'અને કાં તો બધું હારી આવ્યો હોય.' શેઠે નવો મુદ્દો કાઢયો.

'ના, ના. એવુ હોય તો મોઢું પડી ગયું હોય. આ તો મોં ઉપર તેજ ઝળકે છે. છોકરો કેવો કહૈયા કુંવર જેવો છે! રૂડકી-એ ઘરેણાં પહેર્યાં'તાં.'

'કાલ ફરી મળશું ત્યારે વાત '

'અને ખેડૂતના હિતની વાત કરતો'તો એ પણ સમજવા જેવી હતી.' પટેલ બોલ્યા.

'હિતની કરતો'તો કે ચડાવી દેવાની ઈ કોને ખબર છે?' શેઠે ગોરદાદા સામી આંખ મીંચી.

'ત્યારે તુને પારખું નથી. એમ ભલો મગદનો બેટો છે. ઝીંઝુડામા રહે તો દરબારને હાથ જીભ કઢાવે.'

'એટલી તારી વાત સાચી.' શેઠે ફેરવી તોળ્યુ. 'ભલો છે, સત્તાવાળો. વસ્તીમાં સંપ હોય તો પડખે ઊભો રહે એવો છે.'

'મા તો મુંબઈ આવશે એટલે થોડા વાળતી થઈ જશે. હું તમને લીધા વગર જવાનો નથી '

'હુ ત્યાં શુ કામ કરુ ? '

'હુ ને વહુ મિલમાં મજૂરીએ જઈએ છીએ. પણ તમારે ગગાને રાખવો ને ભગવાનનુ ભજન કરવુ.'

ઘણી રકઝક પછી કાનાભાભા બોલ્યા 'જીવતો રહે મારા દીકરા, હુ ને તારી મા આવશુ, બસ ?' ખવભદ્ર રાજી થયો

રાતોરાત દરજી બેસાડી બે દિવસમા કાનાભાભાનાં અને રાણીમાના કપડા સિવડાવ્યા. ત્રીજે દિવસે સવારે ગાડુ તેડાવ્યું. પાદર સગાંવહાલાં, હેતુમિત્રુ, પાડોશી વળાવવા આવ્યાં કાનાભાભાની આંખમા ઝળઝળિયા આવી ગયા. પપુ ભભા સાથે રહેવાની હોશને લીધે હૈયુ કઠણ કરી સૌની રજા લીધી રાણીમા પણ ગળ

## ૨૯

દાદર સ્ટેશને કાઠિયાવાડ એક્સપ્રેસમાંથી માબાપને લઈને બલભદ્ર ઊતર્યો. બાબુભાઈ, નવનીત, રામસિંહ સામા આવ્યા હતા. સંસ્થાનમાં ગયા ત્યાં લોકો દોડ્યા આવ્યા. અઢી હજાર જીવ વસતા હતા. પણ ચાર દિવસથી બલભદ્ર વિના સૂનું સૂનું લાગતું હતું. આજ જાણે મારુતિ સંસ્થાનમાં નવો પ્રાણ આવ્યો.

કાનાભાભા અને રાણીમા જુનવાણી માણસ હતાં. એમની બોલી જુનવાણી હતી, પોશાક જુનવાણી હતો, માન્યતા જુનવાણી હતી. ઘેર આવતાં કાનાભાભાને બલભદ્રે પાટલા પર બેસાડ્યા. માને સાચવીને બાપાની પાસે બેસાડ્યાં. રૂપવતીએ રસોડામાં જઈને રસોઈની તૈયારી કરવા માંડી. કિરણ રામસિંહના હાથમાં હતો.

થોડી વાર ખુશી સમાચાર પૂછી સૌ છૂટા પડ્યા. રાંધી ખાઈને બલભદ્ર વગેરે થાક્યાં-પાક્યાં સૂઈ ગયાં.

સવારમાં બહાર ઓટલા પાસે માબાપને બેસાડી બલભદ્રે દાતણ આપ્યાં. દાતણ કરીને ઘરમાં આવ્યાં ત્યાં રૂપવતીએ રોટલો ને દહીં આપ્યાં. કિરણ દાદાના હૂંફાળા ખોળામાં લપાઈ ગયો હતો. કાનાભાભાએ રોટલાનું બટકું ભાંગતાં કહ્યું: 'ગગા, હાલને તું યે.'

'બાપા, મેં વહેલો નાસ્તો કરી લીધો.'

'અટાણમાં ક્યાં સાબદો થયો?'

'મિલમાં કામે.'

'પાછો ક્યેં આવીશ?'

'બાર વાગે બપોરે. રૂડીએ આજ રજા લીધી છે. ઈ તમને

ફરવા લઈ જશે. બધુ બતાવશે' રસોડામાં જઈને કહ્યું: 'રૂપાં, બધું બનાવીને પછી મિસમાં લઈ આવજે.'

'મિશમાં મને શરમ લાગે.'

'હવે એમા શરમ શેની? સાધેલે લૂગડે અને ઘરડે મ બાપે લાજએ નહિ ખબર છે?'

'આ બધું ડહાપણ આજ સુધી ક્યાં ગયું'તું?' રૂપવતી ધીમેથી કટાક્ષમા બોલી. બલભદ્ર જવાબ દીધા વિના ચાલ્યો ગયો.

રૂપવતીએ કિરણને તૈયાર કર્યો ત્યાં મોટર આની પહોંચી. કાનોભાભો અને રાણીમા જિંદગીમાં પહેલી જ વાર આવી મોટરમાં બેઠાં. મોટરને કે એના ફાંકડા ડ્રાઈવરને નાનમ કે નવીનતા લાગ્યા નહિ કારણકે અનેક વાર બુઢ્ઢા મિયાંઓ, ઘરડી ઘાટણો અને ગરીબ હરિજનોએ મોટરને પાવન કરી હતી

જોત જોતામાં મોટર મલબાર-હિલ પર ચડી ગઈ. 'બલભદ્રપ્રાસાદ'માં દાખલ થઈ. ચોકીદારે ઊભા થઈ સલામ ભરી. મોટર ગર્ભદ્વારમાં જઈ ઊભી રહી. રૂપવતીને ઊતરતી જોઈને મિસિસ રોબર્ટ સામા આવ્યા. 'ગુડમોર્નિંગ રાણીસાહેબ!'

શકતા હતા. તેઓ સામી દલીલો કરતા પણ મિસિસને ગળે વાત ઊતરતી ન હતી.

રૂપવતી ઘડીક બેસીને પાછી બંગલો બતાવવા લાગી. સોફા, કબાટ, ફૂલદાનીઓ, ગાલીચા, દાદરા, ફરસબંધી, પલંગ, તિજોરી, રમકડાં, ચિત્રો બધું જોઈને કાનોભાભો હેરત પામી ગયા. 'જોઉ ને રાણી, આવો મહેલ ભાવનગરના મહારાજાને ય ન હોય.'

'એને બચારાને ક્યાથી હોય!' રાણીમાએ હામાં હા મેળવી.

'આમાં અમે રહેતાં.'

'મારા સમ!' કાનો ઊભો રહી ગયો.

'હા, આપણો જ છે. તમારા દીકરાએ ચણાવ્યો છે.'

'હું નહોતો કહેતો!' રાણી સામે જોઈને કાનોભાભો બોલ્યાઃ

'ભઝલો જરા અકોણો છે.' કાનોભાભો હસ્યા.

'એનો વાંક ઝાઝો ન હોય. પણ એવો સ્વભાવ બેયનો પડી ગયો તે વાત વાતમાં લડી પડીએ. વાત વાતમાં એકબીજાને બહુ લાગી જાય.'

'હવે તો નિરાંતે રહો છો ને?'

'હવે તો કજિયા કરવાનો વખત જ નથી મળતો ને! સવાર-માં વહેલા ઊઠી, દાતણ-પાણી કરી, નાહી-ધોઈને ઈ કિરણને ફેરવે ત્યાં હું શિરામણ તૈયાર કરું. શિરાવીને કામે જઈએ. બપોરે છૂટીને ભાતું ખાઈને બે ઘડી આડે પડખે થઈએ ત્યાં પાછું ભૂંગળું વાગે. સાંજે કામેથી છૂટીને રમવા જઈએ.'

'રમવા!'

'આ તો આપણા ઓળખીતા છે એટલે નામનુ ભાડું લઈએ છીએ. નહિતર મહિને હજારે ય આવો બગનો ન મળે'

'મને લાગ્યુ ખરુ કે આ મડમ તારી હારે પટપટ વાતો કરે છે તે કાંઈક ઓળખાણુ હશે.' કાનો કેડે હાથ દઈને ઊભો રહ્યો. બાબુલનાથ, ચોપાટી, તાજમહાલ હોટેલ, પાલવાબંદર, બોરીબંદર, ભુલેશ્વર, મહાલક્ષ્મી થઈને અગિયાર વાગે મિલમા આવી પહોચ્યાં ત્યારે બબલદ્ર પોતાની ટુકડી સાથે ઊભા સાવરણાથી ચોગાન સાફ કરતો હતો.

# ૩૦

દેશદેશના ઝંડા જુજવા, મથી રહે જગ પર ફરફરવા,
પણ શાંતિથી આખો ઠરવા, એક જ ભારત ભવ્ય પતાકા !

*

સપ્તસિંધુની અંજલિ વહેતો, સમીરણ તુજને ભેટે,
ખડ ખડની આશિષ-છોળો, ઉદધિ-તરંગો છાંટે,
ઝંડા ! થાકેલા જગનો દીસે છે તું આશા-દીવડો.

મહાલક્ષ્મીની મજૂરચાલીમાં રામા વણકરને ઓટલે આઠ-દસ ટપુડિયાં છોકરાં એકઠાં થઈને એક ચોપાનિયું વાંચે છે. ત્રણ-ચાર ચોપડી ભણેલાં છોકરાં આંગળી મૂકી મૂકીને અક્ષર ઉકેલે છે. રામાનો મોટો છોકરો ભગો ઉતાવળે વાંચવા લાગ્યો:

'સ્વાતંત્ર્ય-કૂચ-દિન : પ્રથમ ઉત્સવ : રવિવાર ક્યાં ગાળશો ? મારુતિ સંસ્થાનમાં.' મોટા અક્ષરનાં મથાળાં વાંચીને ભગે સૌને સમજણ પાડી. આંખો ફાડીને, ડોકું ઊંચું કરીને, જમણો હાથ આગળ ધરીને એણે કહ્યું: 'ખબર

'ભોજન સમારંભ-બપોરના અગિયાર.'

'એટલે જમવાનું. નહિ ભગા ?'

'હા. પછી ત્રણ વાગે સભા.'

'ભાષણો થવાનાં, નહિ ?'

'હા. પછી પાંચ વાગે મેદાની રમતો, વ્યાયામ...'

'પછી ?'

'પછી રાતે સાડા આઠ વાગે ગરબા, ભજન, સંવાદો વગેરે.'

'નાટક થવાનાં, નહિ ભગા ?'

'હા.'

'આપણે જાશું ?'

'આપણને ત્યાં કોણ ઊભવા દે ?'

'કેમ તને તો ઓળખે છે ને ! તારી ઉપર તો દીકરા જેવું હેત રાખે છે. તારી માને સાજી કરી દેશમાં મોકલવા રેલનું નૂર દીધું'તું.' ભગો જવાબ દેવા જાય છે ત્યાં તો મોટરનું ભૂંગળું વાગ્યું. છોકરાં દોડી રસ્તા પર પહોચ્યાં. મોટર ઊભી રહી. રામસિંહ ઊતર્યો. આવીને ભગાને પૂછ્યું. 'છોકરા ! તારા બાપા ક્યાં છે ?'

'મુંબઈ ગયા છે.'

'ક્યારે આવશે ?'

'રાતે મોડા.'

'અને આ બીજાં છોકરાંનાં માબાપ ?'

'ઘેર છે.' બે-ચાર છોકરાં સાથે બોલી ઊઠ્યાં.

'તો એ બધાંને બોલાવો.'

છોકરાંઓ દોડ્યાં. માબાપો જેટલાં ઘેર હતાં તેટલાં ટોળે મળ્યાં. રામસિંહે કહ્યું: 'જુઓ, તમારાં બધાં છોકરાંને-નાનાં મોટાં તમામ છોકરાંને-કાલ અમારી મિલમાં જમવાનું છે. સવારે

વહેલાં આવી જાય. ત્યાં જોવાનુ છે. રમત, ગમત, નાટક, ગરબા એમ લાંબો કાર્યક્રમ પૂરો થતાં રાતે મોડુ થશે એટલે સોમવારે સવારે પાછાં આવશે.'

'ભલે બાપા, તમારાં જ છોકરાં છે. પણ અમારાં ઢેડનાં છોકરાં તો તમે જાણો છો. એકલાં ક્યાંય પોસાય નહિ.'

'એ તો અમે સાચવી લેશું. તમે લોકો ય જોવા તો આવજો, સમજ્યા ને ?' રામસિંહ ચાલ્યો.

'કેમ બેસશો નહિ ?' એક બુઢ્ઢાએ વિવેક કર્યો.

'ના, મારે હજી બીજે ઘણે ઠેકાણે જવાનું છે.'

રામસિંહ ગયા પછી મોડે સુધી મારુતિ સંસ્થાનની વાતો ચાલ્યા કરી. રાતે ને રાતે કપડાં ધોઈ સૂકવી નાખ્યાં. સ્વપ્નામાં પણ એ જ વિચારો આવ્યા કર્યા. વહેલા અંધારામાં ઊઠી, નાહી ધોઈ, ફાટલાં છતાં ધોયેલાં કપડાં પહેરી મારુતિ સસ્થાન તરફ ચાલી નીકળ્યાં.

*

સંસ્થાનની વચ્ચોવચ્ચ વ્યોમના અંતરને માપતો, જગતપોષક સૂર્યનારાયણનો થાક હરતા આકાશી પંખા જેવો, ભારતમાતાના સ્વમાનના પ્રતીકરૂપ, પિતા હિમાલય અને ગંગામૈયાનો લાડીલો, હિંદીજનનો પ્રાણ એવો ત્રિરંગી ગરૂડધ્વજ સ્વેચ્છાએ ફરકી રહ્યો છે.

મોટાં ત્રણ વર્તુળમાં અઢી હજાર માણસો ઊભાં છે. આગલી હરોળમાં ચેરી વાદળી ચડ્ડી, ધોળું અડધું ખમીસ, અને ગળામાં લાલ રૂમાલ બાંધીને ઊભેલાં નાનાં બાળકો શોભી રહ્યાં છે. તેમની પાછળ કેસરિયા સાડીઓ અને કમરે વાદળી કમરપટ્ટા બાંધીને સ્ત્રીઓ ઊભી છે. તેમની પાછળ, પાની સુધી પહોંચતો સફેદ લેંઘો, ગોઠણ સુધીનો તેવો જ ઊજળો ઝભ્ભો પહેરીને શાંતિના ફિરસ્તા

જેવા પુરુષો ઊભા છે. ત્રણુ કુંડાળાની પાછળ નજર પહોંચે ત્યાં સુધી માનવ–મેદની ઊભી છે.

બારમી માર્ચ રવિવાર; ભારતની ઐતિહાસિક સ્વાતંત્ર્ય-કૂચનો શુભ દિનઃ પૂર દમામથી ઊજવાય છે. મારુતિ સંસ્થાનના વસવાટ પછી આ પહેલો જ ઉત્સવ હોઈ સૌ આનંદ અને ઉત્સાહમાં મસ્ત બન્યાં છે.

હિંદુસ્તાની સેવાદળમાં તાલીમ મેળવી આવેલા બિરાદર પાંડુરંગે લશ્કરી ઢબે ઝંડાવંદન કરાવ્યું. ઝંડા–પ્રશસ્તિનાં ગીતોના સમૂહગાને બલિદાનની ભાવના ઊભરી આવી. વાતાવરણમાં એક પ્રકારની ખુમારીના રજકણો પ્રસરી રહ્યાં. સેંકડો અંતરમાં ગુંજારવ થઈ રહ્યોઃ

દેશ દેશના ઝંડા જુજવા, મથી રહે જગ પર ફરફરવા,
પણ શાંતિથી આંખો ઠરવા, એક જ ભારત ભવ્ય પતાકા !
અને
સપ્ત સિંધુની અંજલિ વહેતો, સમીરણુ તુજને ભેટે,
ખડ ખડની આશિષ-છોળો, ઉદધિ–તરંગો છાંટે;
ઝંડા ! થાકેલા જગનો દીસે છે તું આશા–દીવડો.

ઉત્સવના પ્રમુખ તરીકે સોલાપુરથી ખાસ આવેલા અખિલ ભારત મજૂર સંઘના મહામંત્રી રાજવાડેએ ધ્વજવંદન પછી વ્યાખ્યાન આપ્યું. ધ્વજવંદન ખતમ થતાં પ્રેક્ષકો સંસ્થાન જોવા નીકળી પડ્યા.

. રાખોડી રંગનો હાફકોટ, એવા જ રંગનું પાટલૂન, કાળા બૂટ ને માથે કાઠિયાવાડી ઢબની આંટિયાળી પાઘડી, હાથમાં નેતરની વાંકા હાથાવાળી લાકડીઃ રામો વણકર પોતાના પાંચ–છ દોસ્તદારો સાથે વિદ્યાલય તરફ ચાલ્યો.

ભૂરા રંગનાં બેઠા ઘાટનાં મકાન આગળ આવીને રામો અટક્યોઃ ' જુઓ કેશવભાભા, આ નિશાળ. અહીં છોકરાં ભણે છે.'

ગોઠવેલી ચોપડીઓ હતી. મેજ ઉપર દૈનિક, અઠવાડિક, માસિક છાપાંઓ હતા. વર્તમાનપત્રો અને પુસ્તકો ગુજરાતી, મરાઠી, હિંદી, ઉર્દૂ, સંસ્કૃત, અંગ્રેજી દરેક ભાષાનાં હતાં. પત્રો પિત્તળનાં ચકતાં નીચે દબાવીને મૂકેલાં હતા.

'અહીં બધાં બપોરે અને રાતે વાચવા આવે.' રામાએ કહ્યું.

'દેશપરદેશના ખબર ઘેર બેઠાં મળી જાય.' કેશવે ટેકો આપ્યો.

'અને વળી પોતાના ધંધાનું, પોતાને ગમતી વાતો અને ચીજ-વસ્તુનું જ્ઞાન મળે' લખમણ બોલ્યો.

'હા, પણ નકામા ટલ્લા મારવા, આડે માર્ગે ચડવું, ગંજીપા-ચોપાટ ટીચવા કરતાં સારું.' ધનો વણકર પહેલી વાર બોલ્યો.

આગળ ચાલ્યા ત્યાં સહકારી દુકાન આવી. દેશી બનાવટની કાચની, ચીનાઈ માટીની, જસતના પતરાની અને માટીની રંગ-બેરંગી બરણીઓ અને ડબાઓમાં કરિયાણાની, અનાજની, સૂકા મેવાની, મુખવાસની નિરનિરાળી ચીજો ભરેલી હતી દરેક ઉપર ચિઠ્ઠી ચોડી મોટા અક્ષરે નામ લખેલાં હતાં. લીલા રંગના મોટા ઘોડા ઉપર ચડઊતર દેખાય તેમ ગોઠવણ કરેલી હતી. કટલરીની ચીજો એક બાજુ હતી મોટી ગૂણો, ગોળના રવા, ખાંડનાં પીપ, ત્યાસતેલ, મીઠું તેલ, ઘીના ડબ્બા વગેરે અંદરના ભાગમાં મૂકેલાં હતા.

'ભાભા, આ દુકાન કોઈ વેપારીની નથી.'

'ત્યારે કોની છે?'

'બસ મિલની જ. બધી ચીજ મળે. દૂધ સુદ્ધાં અહીંથી લેવાનું.'

'દૂધે ય અહીંથી?'

'હા. ગાયો ગખી છે. પણ કેવી? કામધેનુ જેવી.'

'વાહ આ તો મઝાનું.'

અંદર જઈને સૌ જોવા લાગ્યા. ભીંતો ઉપર પહાડો, નદીઓ, પશુપક્ષી, જીવજંતુ અને માનવજીવનનાં વિવિધ દશ્યોનાં કળામય ચિત્રો લટકાવ્યાં હતાં. 'આશ્ચર્યના ઉદ્‌ગારોથી આનંદ વ્યક્ત કરતા સૌ એક પછી એક ઓરડા તરફ જોવા લાગ્યા.

આંગણામાં નાનકડો, બાળકોએ પોતાને હાથે કરેલો બગીચો ઊભરતો હતો. વેલના માંડવા, વર્ગો બેસી શકે તે રીતે રેતી પાથરીને કરેલા પથગાર; ઈંટોની ચોરસ, ત્રિકોણ, લંબગોળ અને સીધી કરેલી હારો; બગીચાની બાજુમાં જ નાના નાના હાથ-ઉદ્યોગના બે ઓરડા હતા. બતાવતાં રામો બોલ્યોઃ

'જો ભાભા, આપણા કારીગરનાં છોકરાં ભણીને ભીખ ન માગે માટે એને કારીગર બનાવવાના નોખા નોખા ધંધા શીખવવામાં આવે છે.'

'છોકરાં કેવાં એકસરખા ડરેસમાં ધગ્ન ફરતાં ઊભાં'તાં!'

'મારો વિચાર ભગલાને અહીં મોકલવાનો છે.'

'અહીં રાખે છે?'

'અત્યાર સુધી નહોતા રાખતા, હવે બોર્ડિંગ કરી છે.'

'તો તો મારો દાનિયો ય આવશે.'

'પણ આપણી વરણને રાખે છે?' રામાએ પ્રશ્ન કર્યો.

'હો, કોઈ બી વરણ, અહીં એવો ભેદભાવ નથી.' ઉદ્યોગ-ની બાજુમાં જ વ્યાયામનો ઓરડો હતો. અંદર પેસતાં રામે કહ્યું: 'જો ભાભા, તારા દાનિયાને લડાઈમાં મોકલવો હોય તો ય અહીં બધું સાધન તૈયાર છે.' વ્યાયામવર્ગમાં મગદળ, લાઠી, લેઝીમ, ભાલાં, છરા વગેરે સાધનો આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યાં હતાં.

આગળ ચાલ્યા ત્યાં વાંચનાલય આવ્યું. મોટો ખંડ, વચ્ચે ચાર–પાંચ લાંબાં મેજ, ફરતી ખુરશીઓ, ભીંત પાસે મૂકેલા ઊંચા કાચનાં બારણાંવાળા કબાટોમાં પૂંઠાં ચડાવેલી અનુક્રમ નાખીને

ગોઠવેલી ચોપડીઓ હતી. મેજ ઉપર દૈનિક, અઠવાડિક, માસિક છાપાંઓ હતાં. વર્તમાનપત્રો અને પુસ્તકો ગુજરાતી, મરાઠી, હિંદી, ઉર્દૂ, સંસ્કૃત, અંગ્રેજી દરેક ભાષાનાં હતાં. પત્રો પિત્તળનાં ચકતાં નીચે દબાવીને મૂકેલાં હતાં.

'અહીં બધાં બપોરે અને રાતે વાંચવા આવે.' રામાએ કહ્યું.

'દેશપરદેશના ખબર ઘેર બેઠાં મળી જાય.' કેશવે ટેકો આપ્યો.

'અને વળી પોતાના ધંધાનું, પોતાને ગમતી વાતો અને ચીજ–વસ્તુનું જ્ઞાન મળે.' લખમણ બોલ્યો.

'હા, પણ નકામા ટલ્લા મારના, આડે માર્ગે ચડવું, ગંજીપા-ચોપાટ ટીચવા કરતાં સારું.' ધનો વણકર પહેલી વાર બોલ્યો.

આગળ ચાલ્યા ત્યાં સહકારી દુકાન આવી. દેશી બનાવટની કાચની, ચીનાઈ માટીની, જસતના પતરાની અને માટીની રંગ-બેરંગી બરણીઓ અને ડબ્બાઓમાં કરિયાણાની, અનાજની, સૂકા મેવાની, મુખવાસની નિરનિરાળી ચીજો ભરેલી હતી. દરેક ઉપર ચિટ્ઠી ચોડી મોટા અક્ષરે નામ લખેલાં હતાં. લીલા રંગના મોટા ઘોડા ઉપર ચડઊતર દેખાય તેમ ગોઠવણ કરેલી હતી. કટલરીની ચીજો એક બાજુ હતી. મોટી ગૂણો, ગોળના રવા, ખાંડનાં પીપ, ગ્યાસતેલ, મીઠું તેલ, ઘીના ડબ્બા વગેરે અંદરના ભાગમાં

'અમસ્થો હું નથી કહેતો કે હવે જોર કરીએ.'

'એમ ઉતાવળો આખો નો પડ.'

'ત્યારે રાહ જોતાં બેસી રહીએ તો મો વરસે ય પાર ન આવે'

'અહીં કેમ નથી ગમતા?'

'કેટલાકને રાખે? એ કરતા બીજી મિલોના મજૂર પોતાનામાં સંપ અને સમજણ કરીને કારભાર હાથ કરતા જાય એ જ સારુ તો જ બધાનું કામ થાય.'

'ગમા, તું આ વાત કરજે ત્યારે કોઈ આગેવાન જેવો લાગજે?' કેશવે ગમાને ખગ દિનની વાત કરી

'આગેવાન તો ઠીક પણ ચાર-છ મહિને ન્યુકાટનમા ધડાકો કરવો છે ઈ નક્કી' ગમાના ચહેરા પર તેજ આવ્યુ

કરતા હોય, મજબૂત, કામગરા અને આનંદી. એમનાં ઘર, આંગણાં, પહેરવેશ બધું જોઈને આપણો દિંગ થઈ જઈએ.'

'મને તો તારી વાતો સાંભળીને ય નવાઈ થાય છે.'

'નવાઈ જેવું કાંઈ નથી. એક ૭ મહિના તમે બધાં મારી હારે રાત-દી સમજાવટમાં સાથ આપો. મજૂરોનાં મન ફેરવવાં એ કાંઈ મોટી વાત નથી. ૭ મહિનામાં મિલ હાથ કરીએ.'

'ગાંડો થયો કાંઈ!'

'નહિ માનો તમે ભાભા.'

'માને ક્યાંથી? વાતને કાંઈક પાયો હોવો જોઈએ ને?'

'ઠીક છે. બતાવીશ કોક વાર.'

'કેટલા વાગ્યા હશે?' ધનાએ પૂછ્યું.

'સાડા દસ થવા આવ્યા હશે. જો ને આ સામે નિશાળનો

'આ કાયદા તો પોતે પોતાને માટે ઘડેલા. સરકારના નહિ. વળી જાતજાતનાં માણસોઃ ગુજરાતી, મરાઠી, હિંદુસ્તાની, પંજાબી એમ પચરંગી પ્રજા ..' એક વિભાગ પૂરો કર્યો. કેશવ ઉતાવળો થયો. 'રામા, હાલો ઢોકરાની ખબર કાઢીએ.'

સૌ પાછા ફર્યા. અગિયાર વાગવા આવ્યા હતા.

ભોજન-સમારભંની બેઠક ગોઠવનારામાં મુખ્ય ગોપાળ જોશી-નાં પત્ની સત્યભામાબાઈ અને પંડિત સાહેબના પત્ની વીણાબેન હતાં. પીરસનારી ટુકડીઓને સૂચના પણ તેઓ જ આપતાં હતાં.

રામો વણકર અને તેના મિત્રો આવ્યા ત્યારે પીરસવાનું શરૂ થઈ ચૂક્યું હતું દૂરથી જ તેઓ ઊભા રહી ગયા.

''આમાં ભગલો ક્યા જડે?' રામે ઉદ્ગાર કાઢ્યા.

'તે ભગલો બધાની ભેગો બેઠો હશે?'

'હારતો. મેં તને ન કીધું કે અહીં જુદારો છે જ નહિ. જેને એવું હોય એ પોતે જુદા બેસે. જો ઓલીકોર છેટા બેઠા'

'ક્યાં?'

'જો આમ છેવાડા.' રામે દૂર હાથ ચીંધાડ્યો.

'હા...છાપરાની પાછળ, લાલપીળાં અબોટિયાં પહેર્યાં છે...'

'હા બસ, એ બધા બ્રાહ્મણિયા રસોઈ જમનાર.'

'ત્યારે હવે આપણે જઈએ. એ તો બેસી ગયા હશે'

'હા. ઝટ જમીને પાછા બપોરની સભામાં આવી પહોંચીએ.'

*

કામદારો, કારીગરો, વિદ્યાર્થીઓ અને બીજા હજારો સ્ત્રી-પુરુષોથી સભાસ્થાન ચિક્કાર ભરાઈ ગયું હતું. પ્રમુખનું વ્યાખ્યાન પૂરું થયા બાદ બાપુભાઈ ઊઠ્યા. તેઓ ભાગ્યે જ બોલતા તેથી સૌને નવાઈ લાગી. તેમણે બોલવાની શરૂઆત કરી 'મારે આજે તમને બલભદ્ર દામોદરનો પરિચય આપવાનો છે. તમને થશે અમે

તેમને ઓળખીએ છીએ. પણ મારી વાત સાંભળ્યા પછી તમે કહેશો કે આવી તો અમને ખબર જ નહીં.'

સાંભળનારા શાંતિથી એકચિત્ત થઈ ગયા બાબુભાઈએ આગળ ચલાવ્યું:

'અમે બંને બાલમિત્રો છીએ તે તો તમારામાંના કેટલાક જાણો છો. ઝીંઝુડા નામના એક નાના ગામના તેઓ રહીશ છે. એ ગામે મારા બાપા મહેતાજી હતા ત્યારે અમે બંને સાથે ભણતા. ભણવામાં તેમનો નંબર હંમેશાં પહેલો રહેતો. આગળ ભણવાની તેમને ખૂબ હોંશ હતી. શક્તિ પણ હતી. પરંતુ તેઓ પછાત ગણાતી કોળી જાતિમા જન્મેલા હોઈ આગળ ન ભણી શક્યા. તેમનું ભણતર અટક્યું. તેમના બાપદાદાના, જુગાર અને ચોરીના ધંધા તરફ તેઓ વળ્યા. બુદ્ધિ તો હતી જ. મહત્ત્વાકાંક્ષા પણ હતી નવા જમાનાને ઓળખવાની ઇચ્છા હતી. સાથોસાથ અન્યના હિત માટે કંઈક કરી છૂટવાની વૃત્તિ પણ હતી. નાની ચોરીઓ કરતા ત્યારે પણ છૂટે હાથે દાન કરતા. એમ કરતાં પૂનાની રેસમાથી લાખોપતિ બન્યા અને હજારોનાં દાન આપતા થયા. પણ એમનો જીવ માત્ર આગેવાનીથી, શ્રીમંતાઈથી જંપ્યો નહીં. એમના

તમે જોશો કે બલભદ્ર ઠાકોર એક શ્રીમંત જાગીરદાર છે માટે આપણા આગેવાન નથી, પણ તેઓ તન-મન-ધનથી કામદારોની સેવા કરવા માગે છે તેથી તેઓ આગેવાન છે. જોકે અત્યારના જમાનામા ધન, વિદ્યા અને સત્તાથી માણસ આગેવાન બને છે અને આપણે સૌ એ ત્રણે વસ્તુને નમીએ છીએ. પણ ખરી પૂજા તો ગુણની જ કરવી જોઈએ. માણસ નિર્ધન અને નિરક્ષર હોય છતાં તેનામાં સેવાભાવ હોય તો તે આપણો ખરો આગેવાન બની શકે. એ અર્થમાં ઠાકોર આપણા આગેવાન છે. તમે તો આ બધું આજે જાણ્યું; પણ હું તો એમની ચોરી-લૂંટનો યે સાક્ષી છું. પણ હું તેમના હૃદયને જાણતો હતો અને તેમનામાં થતા ફેરફારો સાચી દિશા તરફ વળ્યા એટલે તેમના તરફ મારું મન વધતું ચાલ્યું. આજે તેઓ મારે મન એક સાચા કામદાર છે.' આમ કહી નાથુભાઈ બેઠા તેવા જ શ્રોતાજનોએ તાળીઓના અવાજથી ગેહાન ગજાવી મૂક્યું.

બલભદ્ર અને રૂપવતી સજળ નેત્રે સાંભળતાં હતાં. રાજવાડે દર્શવિદ્યમાં ઠાકોરનો બેટી પજ્ઞા અને ઊભા થઈને બોલવા લાગ્યા: 'હું ધનથી, સત્તાથી અને પાંડિત્યથી અંજાતો નથી. ઊલટું મને એ વસ્તુના અભિમાની પ્રત્યે તિરસ્કાર છે. ઠાકોરે ધન અને સત્તા છોડ્યાં તેથી હું આકર્ષાયો હતો. પણ આજે જે હકીકત મેં સાંભળી તેથી તો મારા મનમાં જુદા જ ભાવ ઊછળી રહ્યા છે. હું માનતો આવ્યો છું કે અભણ જેવા ગામડિયાઓમાંથી કોઈ આગેવાની લેશે ત્યારે જ કામદારોનો ઉદ્ધાર થશે આજે ઠાકોરે ખૂરખો કાઢી નાખ્યો એટલે આપણને તેમનામાં એવા સાચા આગેવાનનું દર્શન થયું છે. તેમની આ હિંમતને માટે ધન્યવાદ ઘટે છે. બેન રૂપવતી રાણી નથી પણ એક ગામડિયણ છે, એક કોલણ છે, એ જાણીને તો મારું હૈયું નાચી ઊઠ્યું છે. આજની ભણેલી-

ભણેલી વિદુષી બહેનો કરતાં ગામડાની કેટલીક બહેનોમાં જે ખમીર પડ્યું છે તેના પ્રતીક સમી રૂપવતી છે. તેમને હું અંતરથી પ્રણામ કરું છું. ધન જીરવવા કરતાં ત્યાગ જીરવવો કઠણ હોય છે. ગામડાનાં માણસો સ્વભાવે પરગજુ હોવાથી તેમનામાં સેવાભાવ સહજ હોય છે. તમને કદાચ નવાઈ લાગતી હશે કે એક ગામડાગામનો કોળી આટલું ધન કેમ મેળવી શકે અને આટલો મોટો આગેવાન કેમ થઈ શકે? મને એમાં નવાઈ નથી ,લાગતી. પાસે દમડી પણ ન હોય છતાં ઊંધાંચત્તાં કરી બુદ્ધિના જોરે કરોડાધિપતિ બન્યાના અનેક દાખલા હું જાણું છું. અને હૃદયના ખરા ભક્તિભાવને જોરે વાલિયા ભીલમાંથી મહર્ષિ વાલ્મિકીનો દાખલો તો હજારો વરસથી આપણે સાંભળતા આવ્યા છીએ. નાના ઇતિહાસમાં જોઈએ: શિવાજી ને હૈદરઅલી અભણ હોવા છતાં કુશળ સેનાપતિ હતા તે સૌ જાણે છે અને બલભદ્ર ઠાકોર તો તદ્દન અભણ નથી. તેમના મંત્રી નવનીતલાલ પાસેથી મેં જાણ્યુ છે તે પ્રમાણે તેઓ અત્યારના રાજકારણના અભ્યાસી છે. તેઓ અંગ્રેજી પુસ્તકો વાંચી–સમજી શકે છે હજી એક પચીસી પહેલા ત્રણ–ચાર અંગ્રેજી ધોરણ ભણેલા બાહોશ માણસો મોટાં મોટાં રજવાડાંના દીવાનપદે હતા તે જાણીતી વાત છે. ટૂંકામાં યુનિવર્સિટીની પદવી લીધેલો, ઉચ્ચ જ્ઞાતિનો માણસ જ લોકનાયક થઈ શકે એ ભ્રમ ટાળવામાં ઠાકોરનો દાખલો લેવા જેવો છે. ઊલટું ખેડૂત અને મજૂર–ચળવળની આગેવાની આવા લોકો સહેલાઈથી લઈ શકે એમ પણ મને લાગે છે. અને તેથી ઠાકોર બલભદ્રને વિશેષ અભિનંદન આપું છું.'

મોડી રાતે લોકો વીખરાયા.

*

બીજે દિવસે સવારે ચા-પાણી લેતી વખતે રાજવાડેએ કહ્યું: 'બાબુભાઈ, તમને નથી લાગતું કે હવે એકવાર હિંદનો પ્રવાસ કરવો જોઈએ.'

'મેં તો તેમને એકવાર સૂચવ્યું પણ હતું.'

'મને લાગે છે કે હવે તે સમય આવી પહોંચ્યો છે.' રાજવાડેએ કહ્યું. 'તેમણે કામદારોનો પરિચય કરવા ખાતર પણ ફરવાની જરૂર છે.'

'શેઠાણીજીની ખુશામતનો દોષ વહોરીને પણ મારે કહેવું જોઈએ કે રાજવાડેની માફક મજૂરોની ખાતર મેં વારંવાર જેલો વેઠી નથી, જગતભરના કામદારોની મુક્તિની લડતથી એમના જેટલો માહિતગાર નથી. હિંદના કામદારોની સાથે બે દસકાનો તેમનો સંબંધ જોતા તેમની પાસે હું તો બાળક જેવો ગણાઉં.'

'પણ તમારે ક્યા આગેવાન થઈને માનપાન મેળવવા ફરવું છે.' રાજવાડે બોલ્યા.

'હા તમારી સાથે, તમારી પાછળ તમે કહો તો હિંદના કામદાર મિત્રોને મળવા આવું. મને એ હોંશ પણ છે.'

'બસ મારે એટલું જ જોઈએ છે.' રાજવાડે રાજી થતાં બોલ્યા. 'મારે છટાદાર ભાષણની જરૂર નથી યુક્તિબાજ દલીલોની જરૂર નથી. મારે તો તમારો પરિચય સૌને કરાવવો છે.'

બલભદ્રે આખરે કબૂલ કર્યું. તારીખ નક્કી થઈ. બલભદ્ર, નવનીત અને રૂપવતી ઠરાવેલ સમયે પ્રવાસે ઊપડ્યા.

*

સોલાપુર સ્ટેશને રૂપવતી તથા નવનીત સાથે બલભદ્ર માત્ર લેંઘો ને પેરણ પહેરીને હાથમાં કિરણને તેડીને ઊતર્યો. રાજવાડેએ

હાર-તોરા પહેરાવ્યા સામે આવનાગઓએ બળભદ્રને નમસ્કાર કર્યા સૌ ઉતારે પહોચ્યા

રાતે જાહેરસભા મળી હજારો કામદારોની મેદની વચ્ચે રાજવાડેએ બળભદ્રને આવકાર આપતા કહ્યું 'સોલાપુરવાસી ઓના સદ્‌ભાગ્ય છે કે આજે કામદારોનો એક સાચો સાથી એમને આગણે આવી ઊભો છે મુબઈની મજૂરોની પોતાની એવી મારુતિ મિલના સસ્થાનનો એ પ્રાણ છે એમના દિલમ મજૂરોના દુ ખ ની ભઠ્ઠી જલ્યા કરે છે હિદના કામદારોને મળવા તેમણે હિદનો પ્રવાસ આદર્યો છે મજૂર મ ડળો, કામદાર સઘો, મજૂર મહાસભા મજબૂત બને, કામદારો સપીના અને બહાદુર બને તે માટે મનતો પ્રયાસ કરવા તેમણે આ પ્રવાસ ખેડ્યો છે ઠાકોર બળભદ્ર એક ગરીબ અને પછાત વર્ગમાં જન્મ્યા છે અને આપબળે લાખો રૂપિયા કમાઈ કામદારોના હિત ખાતર પોતાની સપત્તિનો ભોગ આપી ફકીર બન્યા છે

'મિસિસ ઠાકોર એક મજૂરણની પેઠે મારુતિ મિલમા માથે ટોપના ઉપાડે છે અને એક ચાલીમા સૌની સાથે જ રહે છે મુબઈની બીજી મિલોની ચાલીઓમા વરસતા વરસાદે ઝૂ પડે ઝૂ પડે એ ફરે છે અને કામદારોને તેમની દીન-હીન દશાનુ ભાન કરાવે છે, તેમાંથી છૂટવાનો ઉપાય પણ બતાવે છે

'ઠાકોર-દ પતીની સ્વાર્પણની ભાવના આપણામા આવો અને આપણા ધ્યેય પ્રતે આગળ વધવામા તેઓ આપણા રાહબર બનો '

રાજવાડે બેઠા બળભદ્ર ઊઠ્યો તાળીઓના અવાજથી આકાશ ભેદાયુ બળભદ્ર વાત કરતો હોય તેમ અવાજ-પ્રસારક યત્ર પાસે ઊભો રહી બોલવા લાગ્યો મજૂરોની હાલની સ્થિતિ, તેના કારણો, તેમાથી નીકળવાનો ઉપાય, એમાં જોઈતી હિ મત, ઉત્સાહ, ધીરજ, ખત, સગઠન વગેરેનો ખ્યાલ આપ્યો દોઢ કલાક સુધી કુસ્તી

વહેળા જેવું અસ્ખલિત, નિર્મળ વ્યાખ્યાન આપ્યું. સાંભળીને સૌ મુગ્ધ બન્યા.

મોડી રાતે રાજવાડેના મકાન ઉપર ખાસ કાર્યકરો એકઠા મળ્યા. મજૂર મહાસભાને કઈ રીતે, મજબૂત બનાવવી તેની વિચારણા કરી. બલભદ્રે પોતાના અનુભવની વાતો કરી.

પાછલી રાતે કાર્યકરો નવા ઉત્સાહ સાથે વીખરાયા. નવું જોમ, નવી પ્રેરણા સાથે મજૂરોના ઉદ્ધારનાં સ્વપ્ન ઘડતા સૌ ઘેર ગયા.

બલભદ્ર વગેરે રાજવાડે સાથે બીજે દિવસે પૂના જવા ઊપડી ગયા

દક્ષિણ, મધ્ય હિંદ, બગાળ, બિહાર, ઉત્તર હિંદ, પંજાબ, સિંધ થઈ મજૂર-પ્રવૃત્તિના મધ્ય કેન્દ્ર સમા અમદાવાદમાં આવી પ્રવાસ પૂરો કર્યો મુંબઈ આવી લાંબી સફરનો થાક હજી ઊતર્યો નથી ત્યાં ન્યુ કોટન મિલમાં મામલો વીફર્યો અને તેમાંથી મોટી લડાઈ ઊપડી.

અટકાવ્યો. તૂટેલો તાર સાધે તે પહેલાં એને બાવડે થોભી બાજુ પર ખેંચ્યો અને સૌના દેખતાં, ખાસ કરીને ગમો સાંભળે તેમ ગાળ દઈને એક તમાચો ખેંચી કાઢ્યો. 'જોતો નથી કાપડમાં બગાડ થાય છે! સાધી લે જલદી.' બીજો કોઈ કાંઈ બોલે તે પહેલાં મુકાદમ બીજી તરફ ચાલ્યો ગયો

રામો વણકર અને આસપાસના બીજા કામદારો સમસમી રહ્યા: બે કલાક માંડ માંડ એમણે પસાર કર્યા બારનું ભૂંગળું થતાં ભાતાં ખાવા લીંબડા નીચે જઈને બેઠા

રામાની રીસ ઊતરી ન હતી. એણે બેસતાં બેસતાં કહ્યું: 'એમાંથી ફાટ્યો નહિ શા સારુ?'

'પણ મને પૂછ્યું ને જવાબ દઉં તે પહેલાં તો થપાટ ધરી દીધી.'

'એવું અવળું બોલ મા. તું કહેતો હો તો આજે બપોરે જ એનો તોર ઉતારી નાખીએ. એના માથામાં ગજ નથી ઘાલ્યા. કોઈને હાથ અડાડવા આવે એવો ચાર-પાંચ જણ થઈને કૂણો કરી નાખીએ. પણ...પછી મિશનને રામ રામ.' ખીમે કહ્યું.

'ના એમ આડે રસ્તે તોફાન નથી કરવા.'

'આડે રસ્તે શેનું ? ઈ ચે મજૂરીએ આવે છે ને આપણે ય મજૂરીએ આવીએ છીએ મારવાનો એને શો હક્ક છે ?'

'એવી બહુ બહાદુરી હોય એ માર સાખી ન લે. ઈ ને ઈ વખતે તડ ને ફડ કરે !'

ખીમો બોલ્યો નૃહિ. બધા ભાતા ખાઈને આડા પડ્યા. બપોરનુ ભૂગળું થતાં કામે ચાલ્યા.

ખીમે ભૂંગળુ થયા પછી બીડી સળગાવી

રામે કહ્યુ. 'બધાની બીડિયું ગઈ આ એક ખીમલાની રહી.' ખીમો ત્યાં ય ન બોલ્યો.

'ખીમા, બોલતો કેમ નથી ?'

'અમરથી. જાઓ તમે, હું આ આવ્યો.'

ખીમો પહેલવાન હતો. મજબૂત ઘાટીનું શરીર, નાનપણ-માં ખાધેલ-પીધેલ હતું. મુમઈ આવ્યે આઠ મહિના પૂરા થયા ન હતા. વળી હજી કુંવારો હતો. રામા વણકરને વેણે વેણે એના અંગમાં ઝાળ ઊઠી હતી.

બીડી પીને આસ્તે રહીને મિલમા ગયો કામે ચડ્યો. કલાક થયો. ખીમો ચારેકોર જોયા કરે છે. એમાં બારણાને માપી લેતું ચુકાદમનું પડછંદ શરીર દેખાયું લાંચ ચહેરો, ભૂરી મૂછ, કાળું જાકીટ અને કાળા પટ્ટાની પાઘડી દેખાઈ. ખીમો નીચું જોઈને સાળ ખટખટાવવા લાગ્યો. તડ તડ બે દોરા તોડીને વચ્ચે લાંબો અજૂરો પાડ્યો. ફરી દોરો તોડીને સાધવા લાગ્યો ફરતો ફરતો

મુકાદમ આવ્યો. ખીમાના કાપડ સામે જોઈ રહ્યો. ખારસો મોટો અજગૂરો યંત્રની ગતિથી ચાલ્યો જતો હતો. જ્યાં ખીમો ઊંધું ઘાલીને વણ્યે જતો હતો.

મુકાદમનું માથું ફાટી ગયું. પાંખે ચડીને નેતરની જાડી લાકડી ઉગામી, લોખંડી એડીવાળા ભાગથી બે ફટકા લગાવી દીધા. ખીમો એની જ રાહ જોતો હતો. આંચકો મારીને લાકડી ઝૂંટવી લીધી. એકાએક મુકાદમ સામો થાય તે પહેલાં ફડ ફડ લગાવવા જ માંડ્યો રામો કૂદીને વચ્ચે આવ્યો. મુકાદમે જાણ્યું માગવા આવ્યો. રામાને બે મુક્કા લગાવી દીધા. રામાને માર પડતો જોઈ કાનો ને કરશન બાજુમાંથી દોડ્યા આવ્યા. આગલા દિવસોની દાઝ કાઢવા લાગ્યા. મુકાદમની પાઘડી ઊડી ગઈ. રામે બૂમ પાડીને વારવા પ્રયત્ન કર્યો: 'ઊઠગઓ, ગજબ કરો મા, મરી જશો.' પણ કોણ સાંભળે ? દસ–બાર જુવાનિયા એકઠા થઈ ગયા. મુકાદમને પછાડીને સારી પેઠે ગૂંદ્યો. સાળો બંધ પડી ગઈ. ખધા દોડ્યા આવ્યા. ટોળે વળીને જોઈ રહ્યા. ખીમો અને બાકીના જુવાનો ઊઠ્યા. પોતપોતાની સાળ પર ચાલ્યા ગયા.

જાય છે. ઘરમાં એક ખાટલા પર જરા ઠીક જેવી ગોદડી પાથરી છે; રૂપવતી ઇસ બાજુ બેઠી છે. બાજુમાં બલભદ્ર બેઠો છે. સામે રામો, માંદગીમાંથી ઊઠેલી એની વહુ, કેશવભાભો વગેરે બે–ચાર આગેવાનો બેઠા છે. બપોરની વાત સાંભળીને રૂપવતી ઘણી ગ્લી· છે. ધીમે અવાજે, શાંતિથી બધાંને સમજાવે છે.

'રામાને' અને બીજા આઠ જણને રજા દીધી એથી હડતાળ પાડવી એ કાંઈ વાજબી કારણ નથી. હા, તમે કોઈ સામા થયા ન હોત, મુકાદમને માર્યો ન હોત તો હજી તમારી વાત વાજબી ગણાત.'

'પણ મુકાદમને મારવાનો શો હક છે!' રામો તાડૂક્યો.

'હું એ જ કહું છું. મુકાદમે વિના કારણ મજૂરોને માર માર્યો માટે એ મુકાદમને રજા આપે અને હવે પછી ફરી આવુ ન બને તે માટે નવા મુકાદમો જે ખાતામાં નીમવા હોય તે ખાતાના મજૂરોની સંમતિથી જ નિમાય એવો નિયમ કરે'

'ખરુ કહે છે' કેશવભાએ ટાપશી પૂરી.

'ત્યારે ભાઈ કાલનો દિવસ કામે જાય એમ હું સમજાતુ છુ. કાલે રાતે રાજવાડે આવવાના છે તેમના આવવા પછી ઠરાવ કરશુ પરમ દિવસ રવિવાર છે તે હડતાળ અને સરઘસ-સભા રાખશુ.'

'હા, એ જોગ બરાબર જામશે.'

બલભદ્ર ને રૂપવતી ઊઠ્યાં બહાર જતા જતા ઘર સામી નજર કરીને રૂપવતી બોલી 'કેટલુ ફક્કડ ઘર બનાવ્યુ છે રામા ભાઈનો પગાર તો એટલો જ છે પણ ચોખ્ખાઈ, ગોઠવણ, જરૂરિયાત, વગેરેની સમજણથી કેટલો ફેર પડી જાય છે'

'એ તો આપણા પંડિત સાહેબ નથી કહેતા કે પૈસો વધે એની સાથે સમજણ વધે તો જ સુધારો થાય.' બલભદ્રે ટેકો આપ્યો

બધા બહાર નીકળ્યા સભાજનોએ તાળીઓના અવાજથી વધાવી લીધા ભાષણો થઈ રહ્યા પછી રાસ-ગરબા શરૂ થયા રૂપવતીએ મીઠી હલકથી બે ગરબા ગવરાવ્યા. ત્રણ તાળીના ગરબામાં તો સાભળનારા લીન થઈ ગયા મોડી રાતે સૌ સ્વસ્થાન તરફ ચાલ્યાં

## ૩૨

ન્યુ કોટન મિલના મજૂરોની ફરિયાદ અને માગણીઓ ઠરાવ-રૂપે લખી તેના માલિક ઉપર તથા મિલમાલિક મંડળના પ્રમુખ પર મોકલી આપી રવિવારે મારપીટના વિરોધમાં સરઘસ-સભા રાખ્યાં.

શનિવારે બપોરે ઠરાવની જાણ થતાં જ મિલમાલિકોમા ફફડાટ શરૂ થયો. 'કમિશ્નરને બંગલે મોટરોની દોડધામ શરૂ થઈ. સભા-સરઘસમા બલભદ્ર ઠાકોરની હાજરી જોખમકારક ગણવામાં આવી.

રવિવારનું પ્રભાત ઊઘડે તે પહેલાં કમિશ્નરની મોટર મારુતિ સંસ્થાનમાંથી બલભદ્રને ઉઠાવી ગઈ

સવાર પડતાં શહેરમાં સમાચાર વાયુવેગે પહોંચી ગયા. હડતાળ આપોઆપ સંપૂર્ણ બની. લોકોનો જુસ્સો ઊછળી આવ્યો. સરઘસ-સભાની ગોઠવણનો ભાર રાજવાડે, બાબુભાઈ, નવનીત અને રૂપવતી તથા અન્ય કામદારો પર આવ્યો. તેઓ તૈયારી

'આભાર.'

સ્વયંસેવકદળોને રવાના કરી, રાજવાડે મનોરદાસ શેઠને મળવા ગયા. શેઠે ઊભા થઈ આવકાર આપ્યો. મીઠાં વેણથી બલભદ્રના ખબર પૂછ્યા. રાજવાડેએ વખત ન ગુમાવતાં પૂછ્યું: 'બોલો શેઠ, મને શો હુકમ છે?'

'હુકમ નથી; વિનતિ છે. આ બધું તોફાન અમારા ઠાકોર સાહેબ હોય તો ન થાય.'

'આમાં તોફાન ક્યાં છે?'

'બીજું શું? તમે મારા ઘરમાં આવીને મને કહો કે ઘરનો માલિક હું છું તું બહાર નીકળ, નહિ'તર હું કહું તેમ કર. મારો ગુલામ થઈને રહેવું હોય તો રહે, એનો શો અર્થ?'

'જુઓ શેઠ,' રાજવાડેએ દૃઢ અવાજે કહ્યું: 'મને અત્યારે લાંબી ચર્ચાનો સમય નથી. આ પ્રશ્ન તત્ત્વનો હોઈ સમય માગી લે છે. ટૂંકમાં આપને કહું તો કોઈ પણ મિલ કે કારખાનું એકલાં નાણાંથી નથી ચાલતું. નાણાં જેટલી જ ઉપયોગી, એથી વિશેષ ઉપયોગી મજૂરી છે. એટલે મિલ કે કારખાના ઉપર માત્ર નાણાં

'શેઠ, જો તમે તમારા મંડળને એવો ઊંધો રસ્તો લેવાની સલાહ આપશો તો હાથમા દીવો લઈને કૂવાના પડવા જેવુ થશે.'

'શા માટે ?'

'બધી મિલો બંધ કરવાની જરૂર શી છે ?'

'અમારી મરજી'

'તમારે શાંતિનો ભંગ કરાવવો છે ? અને સંપ તોડાવવો છે ? સહનશીલ અને મૂગા કામદારોને છછેડી તોફાન કરાવવાં છે ?' રાજવાડેનો અવાજ ઉગ્ર બન્યો

'તોફાન ન થાય માટે તો મિલો બંધ કરવાની વાત કરુ છુ અમે ચાર–છ માસ ખોટ ભોગવી લેશુ '

'ડરાવો છો ?' રાજવાડે વધુ રોષે ભરાયા.

'ડરાવતો નથી ફોસલાવતો પણ ખરી હકીકત કહુ છુ '

'એનુ પરિણામ શુ આવશે ખબર છે ?'

'શુ ?' શેઠે આંખો ઝીણી કરી, ચશ્મા હાથમા રાખી પૂછ્યુ.

'તમે જાણો છો છતા તમારે મારે મોઢે કહેવરાવવુ છે તો સાંભળો ' શેઠ આતુરતા વિના એમ ને એમ સાભળી રહ્યા રાજવાડેએ ચિત્ર રજૂ કર્યું

'જે ઘડીએ મિલો બંધ થશે તે ઘડીએ હજારો કામદારો બેકાર બનશે આઠ–પંદર દિવસમા હજારો કુટુંબોના લાખો માણસો ભૂખે મરતા થશે. નાના ગભરુડા બાળકો માતાના સ્તનનું ધાવણ સુકાઈ જતા મરણચીસો પાડશે અને એ ભૂખે મરતા બાળકોને જોઈને કામદાર મરણિયો બનશે તોફાને ચડશે. સરકાર વચ્ચે પડશે, તોફાન વધશે, લૂટફાટ થશે, એમા તમારી મૂડી તમારા જાન અને કામદારોના જાનનુ જોખમ રહેલુ છે આ તમારે કરાવવુ છે ?'

'હા' શેઠ મક્કમ રહ્યા 'કામદાર તોફાન કરશે તો સરકાર સીધા કરશે. ભૂખે મરશે તો મિલના બારણા ઠોકતા આવશે.'

'ત્યારે હું રજા લઈશ.' ગજવાડે ઊઠયા. લુખ્ખા સ્વરે શેઠે વિદાય દીધીઃ 'આવજો.' ઊઠયા પણ નહિ. રાજવાડે ગંભીર ચહેરે બહાર નીકળ્યા. કાગડુનો જોઈ રહ્યા. હજારો અજ્ઞાન ભાંડુઓના ભાવિની ફિકરથી જાણે રાજવાડેનાં પોપચાં વળી ગયાં હતાં. એની કાંતિ જાણે નમી ગઈ હતી. નીચે ઊતરીને એ મોટરમાં બેઠા. ડ્રાઈવરને કહ્યું: 'આપણા કાર્યાલયે લઈ લે '

ડ્રાઈવરે મોટર કાર્યાલય તરફ હંકારી.

રાજવાડે કાર્યાલયે આવ્યા ત્યારે ઘડિયાળમાં આરના ટકોરા પડતા હતા તરત જ મારુતિ સસ્થાનમાં ફોનથી પૂછ્યું: 'સરઘસ નીકળ્યું ? કોણ કોણ મુખ્ય છે ?'

'હમણાં જ રૂપવતી, રાધાકિસન, પરિસિંહ, અને પાંડુરંગ ચાર જણની સાથે બધા કામદારો નીકળ્યા.' બાબુભાઈએ જવાબ

'ખુશીથી.' રાજવાડેએ રીસીવર નીચે મૂક્યું.

રાજવાડે ઊઠવાની તૈયારી કરે છે ત્યાં ઘંટડી વાગી. રીસીવર કાને માડયું. કમિશ્નર રોબર્ટનો ઘેરો અવાજ ગર્જ્યો: 'કૃપા કરી તાબડતોબ મળી જાઓ.'

રાજવાડેએ કહ્યું: 'ખૂબ કામમાં છું.'

'હમણાં જ આવો તો મહેરબાની. તમારી ખાસ જરૂર છે.' રાજવાડે તરત જ નીકળ્યા. પોલીસ ઉપરીની ઑફિસે પહોંચ્યા. જુએ તો કોઈ જંગ જીતવાની તૈયારી થતી હોય તેમ પોલીસ-પાર્ટીઓ ગોઠવાઈ ગઈ હતી. ખબર આપીને રાજવાડે અંદર ગયા. હાથ મિલાવી બેઠા. કમિસ્નરે વાત શરૂ કરી: 'મિસ્ટર રાજવાડે, હડતાળ પડાવવામાં તમે ઘણી ઉતાવળ કરી છે.'

'આપે મિસિસ ઠાકોરને પકડવામાં કરી છે તેટલી નહિ.'

'હું સરઘસને અટકાવવા માગું છું.'

'તો મામલો ગંભીર બનશે.'

'નહિ અટકાવું તોપણ ગંભીર બનશે.'

'અટકાવવાનું કારણ મને જણાતું નથી.'

'અચ્છા સલામ.'

ગજવાડે બહાર નીકળ્યા. સીધા મારુતિ સરસ્થાનમાં ચાલ્યા. રસ્તામાં સરઘસ સામુ મળ્યુ. મોખરે મોટો રાષ્ટ્રધ્વજ રાખીને પરિસિહ ચાલતો હતો. પાછળ પાંચેક હજાર કામદારો આવતા હતા. દાદર, મહાલક્ષ્મી, પરેલ, ભાયખલા વગેરેના સર્વ કામદારો આટરોડ આગળ એકઠા થઈ ચોપાટી પર જવાના હતા.

રાજવાડેએ મોટર અટકાવી. રાધાકિસનને સૂચનાઓ આપી. કમિશ્નર સાથે થયેલી વાત કરી તોફાન ન થાય તે માટે ખાસ સાવચેત રહેવા સૂચવ્યું. અને પોતે બાબુભાઈને મળી તાબડતોબ આવી પહોંચે છે એમ જણાવી મોટર હાંકી મૂકી.

બાબુભાઈ ઝાડનાં પિંજરા કઢાવી ઓટલા બનાવરાવે છે ત્યાં રાજવાડે આવી પહોચ્યા. 'કેમ એકાએક ? સરવસ સામે મળ્યું ?'

'જી હા. મને કમિશ્નરે બોલાવ્યો હતો.'

'હં.' શાંતિથી બાબુભાઈ સાંભળવા લાગ્યા.

'એણે સરવસ અટકાવવાનો વિચાર કર્યો છે.'

'શા માટે ?'

'એ તો એને ખબર હું ધારુ છુ ત્યાં સુધી એનો ઇરાદો તોફાન કરાવી હડતાળ તોડાવવાનો છે.'

'સંભવ છે. તમે શું કરવા ધાર્યું છે ?'

'હુ જાઉં છું. મને કદાચ પકડે તો તમે બધું જોજો. નાનુભાઈને સઘળી માહિતી છે.'

'હરકત નહિ. તમે હવે જલદી જાઓ.'

રાજવાડે બોમ્બે સેન્ટ્રલ નજીક પહોચ્યા ત્યાં તેમને કાને ગોળીબારના અવાજ સંભળાયા. લોકોની કિકિયારી સંભળાઈ. ચિંતાતુર બનીને મોટર જલદી હાંકવા તેમણે કહ્યુ. પણ આંટરોડ જંકશન ઉપર માણસોની ઠઠ જામી હતી. વાહન જઈ શકે તેમ

હતું નહિ. આગળ ઊતરી પડીને મહામુશ્કેલીએ માર્ગ કાપતા તેઓ આગળ વધ્યા આવ્યાં તેવાં જ ગ્રાંટરોડ જંક્શન આગળ બને સરઘસને અટકાવવામાં આવ્યાં. અને રાધાકિસન વગેરે આગેવાનોને ગિરફતાર કર્યા. હથિયારબંધ પોલીસની ટુકડીઓ તૈયાર હતી. અમલદારે ટોળાને વીખરાઈ જવાનો હુકમ કર્યો. ટોળું વીખરાયું નહિ પણ વધવા લાગ્યું. આગળ તો ચાર ચારની હારમાં વ્યવસ્થિત રીતે ચાલતા કામદારો હતા. રાષ્ટ્રીય અને મજૂર ગીતો ગાતા તેઓ ત્યાં જ ઊભા રહ્યા. કેટલાક આગળ વધવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તુરત જ લાઠીમારનો હુકમ આપ્યો. લાઠીમાર શરૂ થતા જ કામદારો બમણા વેગે ચઢ્યા. તેમણે આગળ ધસવાનો પ્રયત્ન કર્યો. કેટલાક પાછળથી અને બાજુથી મારની બીકે નાસવા લાગ્યા. કમિશ્નરે મેજિસ્ટ્રેટની રજાથી હવામાં ગોળીબાર શરૂ કરાવ્યો. એ જ વખતે 'લાલ ઝંડા ઝિંદાબાદ' કરતી પાંચસો કામદારોની એક ટુકડી આગળ આવી. પોલીસ સામે ધસી. ઝનૂની કામદારો પરિણામનો વિચાર કર્યા વિના સિપાઈઓ ઉપર તૂટી પડ્યા. એની જ રાહ જોવાતી હોય તેમ એ જ ક્ષણે લોકો પર ગોળીબાર શરૂ થયો. મહામુસીબતે રાજવાડે કમિશ્નર પાસે પહોંચ્યા પણ કમિશ્નરનો ચહેરો એ વખતે ક્રોધથી લાલ બન્યો હતો. એણે એક શબ્દ બોલ્યા વિના મદદનીશ કમિશ્નરને હુકમ કર્યો: 'ઇસકો ગિરફતાર કરો. થાને પર લે જાઓ.' રાજવાડેને લઈ ગયા.

છુટ્ટે હાથે ગોળીબાર થવા લાગ્યો. મજૂરો ઘાયલ થઈને પડવા લાગ્યા. કેટલાક લોકો પાછળથી વીખરાયા. વચ્ચેથી નાસી ગયા. એક કલાક મામલો શાંત પડ્યો મ્યુનિસિપાલિટી, કોંગ્રેસ હૉસ્પિટલ, ધર્માદા હૉસ્પિટલ, સરકારી હૉસ્પિટલ વગેરે ઇસ્પિતાલોની બીમાર-ગાડીઓ છૂટી.

ગજવાડેને મૂકીને તરત જ વિઠ્ઠલ મોટર લઈને વાયુવેગે મારુતિ સંગ્થાનમાં આવ્યો અને બાબુભાઈને મામલાના ખબર આપ્યા. મામલાના ખબર પડતાં જ ગોપાળરાવને લઈને બાબુભાઈ તોફાનની જગ્યાએ આવી પહોંચ્યા. બાબુભાઈ આવ્યા ત્યારે કમિશ્નર વગેરે અધિકારીઓ ચાલ્યા ગયા હતા. ઘાયલ થયેલાને પોલીસ પહેરા નીચે ઇસ્પિતાલે ખસેડવામાં આવતા હતા. લોહી નીગળતાં કપડાં; બેભાન, ત્રાસજનક ચહેરાવાળા અનેક મજૂરોથી રસ્તો ભરાઈ ગયો હતો. બાબુભાઈ અને ગોપાળરાવ દુઃખિત મને મોટરમાંથી ઊતર્યા અને મજૂરોને બીમાર-ગાડીઓમાં મોકલવાના કાર્યમાં મદદ કરવા લાગ્યા. કેટલાક જખમીઓને સારવાર માટે મોકલી આપી બાબુભાઈ પાછા સંગ્થાનમાં આવ્યા.

હકીકતથી વાકેફ કર્યા. આટલા તાર લખાવી સસ્થાનના પ્રમુખ ગોપાળ જોપીની સહીથી રવાના કરવા કહી પછી કહ્યું: 'હવે એક આખો કાગળ લ્યો. પરિપત્રના રૂપમાં લખો. આજે કઈ તારીખ થઈ?'

'ચોથી નવેમ્બર.'

'અગિયારમી નવેમ્બરે દેશભરમાં મજૂરો પરના આ અત્યાચારના વિરોધમા હડતાળ અને સભા ભરાય. સભામા વિરોધ દર્શાવતો ઠરાવ કરી મુખ્ય કાર્યાલયે મોકલી આપે તે પણ પરિપત્રમા લખો. પરિપત્રમા લખીને પછી મહાસભાના સામાન્ય મ ત્રીને એક પત્ર લખો. તેમા દરેક પ્રાતિક સમિતિઓ તથા જિલ્લા સમિતિઓને આ હડતાળને સ પૂર્ણ બનાવવામાં સાથ આપે તેવી ખાસ

ન્યુ કોટનના હડતાળિયાઓનો પ્રશ્ન એમને મૂંઝી રહ્યો હતો. બીજી બાજુ સંસ્થાન ઉપર ભયનાં વાદળ ઝઝૂમી રહ્યાનો એમને આભાસ થતો હતો. એમના નિર્મળ અને તટસ્થ હૃદયમાં ભાવિ ઘટનાઓના ભણકારા વાગતા હતા. દુશ્મને દગાપૂર્વક ખરાબે ચડાવી દીધેલા કામદાર–ચળવળના જહાજને તોફાનમાંથી બચાવી લઈ કિનારા ભણી હંકારી જવાનું ભગીરથ કાર્ય બાપુ-ભાઈ સામે આવી પડ્યું હતું.

એકાએક તેમને એક વિચાર સૂઝ્યો. તરત જ કાગળ લખવા બેઠા. કાગળ લખતી વખતે તેમના ચહેરા પર નિશ્ચિતતાની રેખાઓ અંકાયેલી જણાતી હતી. કાગળ પૂરો કર્યો. વળી આંટા મારવા લાગ્યા

નાનુભાઈ ઇસ્પિતાલના અહેવાલો લઈ આવ્યો તે જ વખતે માંદાના ખબર પૂછતા પહેલાં તેના હાથમાં કાગળ આપીને કહ્યું:

'તું કાલ સવારની સ્ટીમરમાં માલવણ જા. રાતે બાર વાગે માલવણ પહોંચીશ. રાતોરાત આ સરનામે ગંગાધર શાસ્ત્રીનું ઘર શોધી કાઢજે અને પરમ દિવસ બપોરે બે વાગ્યા પહેલાં કામ પતાવી અહીં આવવાની સ્ટીમર પકડજે.'

નાનુએ કાગળ ખિસ્સામાં મૂક્યો અને બીમારોની નોંધ બાપુ-ભાઈના હાથમાં આપી.

## ૩૩

પૃથ્વીના પડમાં ધખી રહેલા લાવારસથી જમીનમાં ફાટ પડે અને આખી ધરતી ધણુધણી ઊઠે તેમ મુંબઈના ગોળીબારથી આખું હિંદ ધણધણી ઊઠ્યું. અખિલ ભારત મજૂર સંઘે આ અત્યાચારી પગલાના વિરોધ તરીકે, શહેરે શહેરે અને ગામડે ગામડે હડતાળ પાડવાનું ફરમાન બહાર પાડ્યું.

મુંબઈની હડતાળ સફળ બનાવવા મુંબઈના આગેવાનોની બેઠક મળી તેમાં મજૂરસંઘના મદદનીશ મંત્રી અને બાબુભાઈ હાજર થયા. બાબુભાઈએ પરિસ્થિતિનો ખ્યાલ આપતાં કહ્યું:

'આપને ખબર મળી ગયા હશે કે ન્યુ કોટનમાં મજૂરોની ગઈકાલની સભા લાઠીમારથી પોલીસોએ વિખેરી નાખી. ગોદીના કામદાર સંઘની સભામાં મજૂરોને પ્રાથમિક હકોની વાત કરવા ખાતર આપણા સંસ્થાનના બે કાર્યકરોને ગિરફતાર કર્યા છે. રેલ્વે યુનિયનના મંત્રી મને મળવા આવ્યા હતા. તેમણે હડતાળ પડે તો ઉતારુઓની તકલીફની વાત કરી. એક દિવસ માટે પોતાનો સામાન પોતે ઉપાડી લેવો તેમાં કશી અડચણ નથી. પહેલા અને

આફત છે. એ આફત એક દિવસ ભોગવી લઈને આપણા સ્વમાન-નું રક્ષણ કરવુ એ મને ઇષ્ટ લાગે છે. એટલે રેલ્વે અને ટપાલી-મંડળના મંત્રીઓને બોલાવી ઉઘ્લી વાત કરી લેવાની જરૂર છે. જો શકય હોય તો આપણે એકેએક મજૂરને કામ પર ચડતો રોકવો જોઈએ સૌ મળીને એક સાથે હડતાળ પાડે તેમાં નોકરી જવાનો ભય નથી જ. એ ભય છોડીને ભલે બે–ચાર જણ હોય તો પણ પાડે એટલી બધી આશા દરેક પાસે નહિ રાખી શકાય. તેથી આપણે સૌએ પ્રયત્ન કરી સમૂહગત હડતાળો પડે તેવી પેરવી કરવી જોઈએ અને આવી જંગી હડતાળ પડે તો જ આપણે હિંદીઓ એક તાંતણે થયા છીએ એની પ્રતીતિ થાય.

બીજું એક ખાસ ધ્યાન રાખવાનુ છે તે એ કે સરઘસને અટકાવે, માર મારે કે ગોળી છોડે તોપણ આપણી શાંતિ ન તૂટવી જોઈએ. એને માટે મારુતિસંઘ, મજૂરસંઘ, પ્રાંતિક સમિતિ અને અન્ય મંડળોના કસાયેલા સ્વયંસેવકોને મોખરે અને તોફાની ટોળાઓ પાસે રાખવા જોઈએ કારણકે શાંતિ એ જ આપણી છતનુ મૂળ છે.

હડતાળ સંપૂર્ણ બને તે માટે આપણે સ્વયંસેવકો, કાર્યકર્તા-ઓ, વિદ્યાર્થીઓ, વગેરેને જુદે જુદે સ્થળે એકઠા કરી સમજ આપવી પડશે આપણી પાસે સમય ઓછો છે તેથી ઝડપથી કામ કરવુ પડશે મજૂરવર્ગમાં આ બનાવે રોષની જ્વાળા ફેલાવી છે તેથી તેમને હડતાળ પર ઉતારવાનુ કામ સહેલુ છે પણ તેમને શાંત રાખવા એ કઠણુ છે. હવે આપણે વિભાગવાર કામ વહેંચી લઈએ.'

બાબુભાઈના કથનને ટેકો આપનારા, એમાં મુશ્કેલીઓ દર્શાવ-નારાં બે–ત્રણ ભાષણ થયા પછી કાર્યક્રમ પાર પાડવા વિભાગોની સોંપણી થઈ બજારમાં શાકભાજી સુદ્ધાં ન વેચાય તેવી હડતાળ

પકડવા વિષે કોઈને શંકા ન હતી. મિલો, કારખાનાં, બજારો, મહાવિદ્યાલયો ને વિદ્યાલયોમાં ઝાઝો પ્રયત્ન કરવાની જરૂર ન હતી પણ રેલ્વે, ગોદી, ટપાલ અને સરકારી ઑફિસોનો પ્રશ્ન મુખ્ય હતો. તેને માટે સુનંદા પીઠ કાર્યકરોને ગોઠવ્યા. મુંબઈની હડતાળને યાદગાર બનાવવાની મહત્ત્વાકાંક્ષા સાથે સૌ બહાર પડ્યા.

મારુતિ મિલમાં આવી બાબુભાઈએ ગોપાળરાવને બોલાવ્યા. 'આજે ચાર વાગે મિલ બંધ કરાવો. ચારથી સાડા ત્રણ કલાક પત્રિકા વહેંચવા જવાનું છે. અને આઠથી સાડા નવ સંસ્થાનમાં સભા છે. આવતી કાલે મિલ બંધ છે. આ ત્રણ સૂચનાઓનાં પાટિયા લગાવી દો અને દરેક કામદારને કામમાં ઝપાટો કરવાનું કહી દો.'

ગોપાળરાવ ગયા પછી ત્રિવેદીને બોલાવ્યા. 'જુઓ મિસ્ટર ત્રિવેદી, આજે ચાર વાગે મિલ બંધ થશે. ત્રણ કલાકમાં દરેક કામદાર આ નોંધ પ્રમાણે વિભાગવાર પત્રિકાઓ વહેંચી આવશે. રાતે આઠ વાગે સંસ્થાનમાં સભા છે. તમે પણ આવજો. સાથે તમારા મિત્રોને લાવજો. એ વખતે રેલ્વે, ગોદી, તાર, ટપાલ વગેરે ખાતાંઓની હડતાળ માટે સમજણ આપવા ટુકડીઓ ગોઠવાશે. ખાસ ઉપરોક્ત ખાતાંના કારકુનવર્ગને સમજાવવાનો કોઈ કીમિયો શોધવાનો છે. તેમને પત્રિકાઓ પહોંચાડી, અને તેટલાને રૂબરૂ મળી સમજાવવાના છે. નાનુ વિદ્યાર્થીઓમાં જશે.'

'કોંગ્રેસ કમિટી અને ટ્રેડ યુનિયન કંઈ નહિ કરે?'

'એ બધું કરે છે અને કરશે, પણ આપણે બેવડે દોરે કામ કરવાનું છે. સંપૂર્ણ હડતાળ રેલ્વે, તાર, ટપાલ સુદ્ધાંની એ સામાન્ય વાત નથી.'

'હાજી. એ છે તો અસાધારણ.'

'બસ ત્યારે રાતે આઠ વાગે બને તેટલા મિત્રો સાથે સંસ્થાનમાં આવજો.'

'આ વખતે બધાં ડેવલપમેંટ અનસાઈન્ટિફિક અને અનનેચરલ થયાં છે, નહિ સાહેબ?' ત્રિવેદીએ પૂછ્યું.

'અશાસ્ત્રીય કે અકુદરતી તો ન જ કહેવાય. પણ અણધાર્યાં ખરાં. એનું કારણ એમ છે કે ઘણા વખતથી ધૂંધવાતો અગ્નિ એકદમ ભડકો થાય ત્યારે આપણને નવાઈ લાગે છે. ખરી રીતે એમાં કશું જ આશ્ચર્ય નથી '

ત્રિવેદી ગયા પછી બાબુભાઈ એ દિવસનું ચડેલુ મિલનું કામ પતાવવા લાગ્યા. પૂરી ૫ દર મિનિટ ન થઈ ત્યાં નાનુ ઉતાવળો આવ્યો. એના ચહેરા પર ભય અને ઉદ્વેગ જણાતા હતા. બાબુભાઈએ શાંતિથી પૂછ્યુ: 'કેમ નાનુ ઉતાવળો ?' નાનુ બોલ્યો. થોડી વારે શાંત થઈને બોલ્યોઃ 'મેં ખાનગી ખબર સાંભળ્યા છે. ખરા–ખોટા રામ જાણે,' બાબુભાઈ સાંભળી રહ્યા: 'કે આજકાલમાં મજૂર સંઘનું મુંબઈ–મથક અને મારુતિ સંસ્થાન ગેરકાયદે કરાવશે.'

'એવું પગલું ભરતાં સરકાર વિચાર કરશે. દુનિયામા ડાહી મનાતી અંગ્રેજ સરકાર એવું અવિચારી પગલું નહિ ભરે. અને ભરશે તો ભારે પડશે. તને ક્યાંથી ખબર મળ્યા ?'

'મનોરદાસ શેઠની પેઢીમાં મારો એક મિત્ર છે તે વાત લાવ્યો. શેઠે કમિસ્નરને મળી આ બધું કરાવ્યું છે અને હજી એ જ આ બધી ચાવીઓ ચલાવે છે.'

'કશી હરકત નહિ. તું તારા કાર્યાલયમાંથી ખાસ કાગળો વગેરે ફેરવી નાખજે, અને સાવચેત રહેજે. અને આજ ને આજ 'બોમ્બે સ્ટીમ નેવિગેશન કંપની'ના મેનેજરને મળી આવજે.' નાનુ ગયો.

ખજાનચીને બોલાવી બાબુભાઈએ સિલક તપાસી. સંસ્થાન અને સંઘની પુરાંત કોને ખાતે ચડાવી દેવી તેનો વિચાર કરવા લાગ્યા. કદાચ ગેરકાયદે ઠરાવે તોપણ મોટી રકમ સરકારને હાથ ન પડે તેવી ગોઠવણ કરી. ખજાનચીને જતાં જતાં બાબુભાઈએ કહ્યું: 'આ તો ફક્ત અફવા છે. મને પોતાને નથી લાગતું કે સરકાર આવું પગલુ ભરે. તમે આ વાત ક્યાં ય ફેલાવતા નહિ.'

'બહુ સારું સાહેબ.' ખજાનચી ભારે પગલે બહાર ગયા. બાબુભાઈ પોતાના કામમાં ગૂંથાયા.

બરાબર અઢી દિવસ દસ કલાક ઊંઘના બાદ કરતાં પૂરા પચાસ કલાક મુબઈનો મજૂર-વર્ગના મગજ ઉપર સતત મારો ચાલ્યો પત્રિકાઓ, કામદારો, કારકુનો, બહેનો, વિદ્યાર્થીઓ, વાનર-સેનાઓ એક પછી એક હડતાળને સફળ બનાવવાની સમજણ દેવા નીકળી પડ્યાં. લત્તે લત્તે, ઘેર ઘેર એક જ વાત 'અગિયાર-મીએ સજ્જડ હડતાળ પાડવાની છે.' 'અગિયારમીએ તાર-ટપાલ પણ બંધ છે.' 'અગિયારમીએ લોકલગાડીઓ બંધ છે.' 'અગિ-યારમીએ ટ્રામ બધ છે' 'અગિયારમીએ વાહન માત્ર બધ છે.' 'અગિયારમી યુદ્ધ-શાંતિનો દિવસ છે.'

મોટા લાલ-લીલા અક્ષરે ભીંત પર પત્રિકાઓ ચોડાઈ ગઈ. છાપાંવાળાઓએ 'અપૂર્વ હડતાળ' કરીને નવમીની રાતે અગ્ર-લેખ લખ્યા ને 'બારમીએ અંક બધ' કરીને કાળી લીટીના ચોગઠા-માં ગોળીબારના અત્યાચારને ધિક્કારી કાઢતું લખાણ લખ્યું. અગિ-યારમી આવ્યા પહેલાં જ મુબઈગરા મગજો પર હડતાળ પડી ચૂકી.

ઘાટીઓએ બે દિવસ અગાઉ બાઈસાહેબોને પાણી, વાસણ, કપડાં હાથે કરી લેવાની ચેતવણી આપી દીધી. અને એ આગામી દુ:ખને રડતાં સ્ત્રીઓએ ચાલીએ ચાલીએ સરકાર ઉપર રોષ

# ૩૪

અરુણનો સુશોભિત નારગી રથ ક્ષિતિજ પર આવીને ઊભો રહે તે પહેલા, સત્યનારાયણના પ્રતાપી કિરણો જગત પર પોતાનો પ્રભાવ પ્રસારે તે પહેલાં ગાઢ નિંદ્રામા સૂતેલી મુબઈ નગરી જાગી ઊઠે તે પહેલા, કાળરાત્રિના ઓછાયા જેવા, શ્યામ રંગી પોષાકવાળા સિપાઈઓએ મારુતિ સસ્થાન ઘેરી લીધુ

ફળઝાડના બગીચામા બાબુભાઈ ગીતાના શ્લોક બોલતા આંટા મારે છે ત્યા તેમણે સસ્થાન ફરતો ઘેરો પડી પથરાયલો દીઠો શુ છે તે જોવા રસ્તા તરફ નજર કરે છે ત્યા તીક્ષ્ણ પ્રકાશ તેમની આખો પર પડ્યો આખો અજાઈ ગઈ એક સેકડમા તેજ ફેંકનારે બાબુભાઈનો ચહેરો જોઈ લીધો બાબુભાઈ બગીચામાથી નીકળીને મુખ્ય દરવાજા તરફ જવા રસ્તા પર આવ્યા એટલામા સામેથી બે-ત્રણ અમલદારો અને સોલ્જરોની એક ટુકડી આવતી જણાઈ

ચાલે તેમ ઇચ્છતા હો તો આપ લશ્કરી સિપાઈઓને બહાર જ રાખો એવી વિનતિ કરું છું. આમાંથી કોઈ ક્યાંય નહિ જાય એ વિષે આપ નિશ્ચિંત રહેજો.'

'અમને તેમાં કશી હરક્ત નથી.' સલામ કરીને ગોરો અમલદાર પલટણ સાથે બહાર નીકળી ગયો.

સાડા પાંચ વાગે ઘંટડી વાગી. કામદારો મધ્ય ચોકમાં રાષ્ટ્ર-ધ્વજ ફરતા આવીને એકઠા થયા. સૌ આવી ગયા એટલે બાબુ-ભાઈ બોલ્યા: 'સંસ્થાનને ગેરકાયદે ઠરાવવામાં આવ્યું છે ઉપરાંત ચોવીસ કલાક અહીં અટકમાં રાખવાનો હુકમ છે.'

'ક્યા સંસ્થાનમેં સે હમકો નિકાલના મંગતા હૈ?' એક ભૈયો રાતો-પીળો થઈ જતાં બોલ્યો: 'હમ કભી મકાનકા કબ્જા નહિ છોડેંગે' સાંભળીને બીજા બે-ચાર જણ પણ ઊકળી ઊઠ્યા.

'જુઓ ભાઈઓ, આમાં ઉતાવળા થવાની કશી જરૂર નથી. મરતાં સુધી સંસ્થાનનો કબ્જો ન છોડવો એ સારી વાત છે. એમાં વીરતા છે. પણ એની અત્યારે જરૂર નથી. આપણા-માંના કેટલાક એમ કરી શકે? વૃદ્ધો, બાળકો, કેટલીક સ્ત્રીઓ એમ ન કરી શકે. વીફરેલા સોલ્જરો ન કરવાનું કરે તે વખતે મગજ ઠેકાણે રાખીને શાંત રહે તેવા, બહાદુરીથી કેસરિયા કરે તેવા આપણામાં બહુ ઓછા છે. એટલે મેં આપણે માટે તથા ન્યુ કોટનના મજૂરો માટે હડતાળ ચાલે ત્યાં સુધી કામ કરવાનું એક સુંદર સ્થળ શોધી રાખ્યું છે. ત્યાં આપણે કાલે સવારમાં જ

બાળક જેવી શ્રદ્ધાવાળા કામદારોએ તાળીઓના અવાજથી સ્થાન ગજવી મૂક્યું

'જાઓ હવે જરૂરી સામાન તૈયાર કરો સર્પ કાંચળી ઉતારી નાખે તેમ મગનોની અને ભારે ચીજ-વસ્તુઓની માયા ઉતારી નાખો અને હિજરતે જતા ઉનેમાઓની ભાવનાથી મનને મજબૂત કરો'

*

મધરાતે દરોડો પાડીને મજૂરસઘના કાર્યાલયમાથી ત્રણ કારકુનોને અને એક છોકરાને પકડીને ઉતારી મૂક્યા મહાર તાળુ મારી પોલીસ-પહેરો ગોઠવી દીધો ભાયખલા, પરેલ અને મહાલક્ષ્મીમાથી દરેક આગેવાન કામદારને પકડીને ભાયખલા જેલમા પૂરી દીધા

પ્રાતિક સમિતિના સામ્યવાદી સભ્ય ભાઈ રશ્મિકાંતને ગિરફતાર કર્યા

સવારથી જ મુબઈમા પોલીસરાજ શરૂ થઈ ચૂક્યુ ટ્રામો ખાલી જતી હતી, રસ્તાઓ સૂના સૂના લાગતા હતા, દુકાનો બધ હતી

બપોર સુધીમાં ઠેર ઠેર લશ્કરી પહેરા ગોઠવાઈ ગયા સાજના ચાર વાગે પ્રાતિક સમિતિના મકાન આગળ વિદ્યાર્થીઓ, મજૂરો, ગુમાસ્તાઓ, કારકુનો, શિક્ષકો, એકઠા થવા લાગ્યા રેલ્વે, ગોદી અને ટપાલના તનતોડ પ્રયત્નો નિષ્ફળ ગયા હતા

સાડાચાર વાગતા મત્રીઓ અને સ્વયસેવક મડળોના કપ્તાનો આવી પહોચ્યા રાષ્ટ્રધ્વજ, લાલ ઝડા, પૂઠાંના સૂત્રો, કપડાના સૂત્રો લઈને વાનરસેના અને કામદારો રૂઆબથી ફરવા લાગ્યા

પાચના ટકોરા પડ્યા ચાર ચારની હારમા સૌ ગોઠવાવા લાગ્યા એ જ વખતે ચાર લોરી ભરીને ગોરા તથા ગુરખાની

પલટણો ગોઠવાઈ. અધિકારીએ આવી મંત્રીઓ તથા મંડળોના મુખીઓને કેદ કર્યા. બાકીનાને વીખરાઈ જવા હુકમ કર્યો. કોઈ વીખરાયું નહિ એટલે તુરત જ લાઠીમાર શરૂ થયો. કેટલાક નાઠા, કેટલાક બેસી ગયા. કેટલાક ગીત લલકારીને ચાલવા લાગ્યા. ચાલવાનો પ્રયત્ન કરનારને બમણો માર પડ્યો. લાઠીઓ, બંદૂકોના કુંદા, ગડદા-પાટુથી કેટલાયને જમીનદોસ્ત કર્યા તોપણ કોઈએ હાથ ઉઠાવ્યો નહિ. સખ્ત ઘાયલ થવા છતાં ન ઊઠ્યા તેમને સમિતિના જ મકાનમાં પૂર્યા

દરેક રસ્તાને નાકે લોકોને ચાર વાગતાં અટકાવવામાં આવ્યા હતા. પ્રાંતિક સમિતિ સુધી બહુ થોડા પહોંચી શક્યા હતા. કેટલીક જગ્યાએ અટકમાં લેતાં વિના કારણ છમકલાં થયા. મહાલક્ષ્મીથી આવતી એક મજૂર ટુકડીને લેમિંગ્ટન ગ્રાંટરોડના જંકશન આગળ રોકી. રોકનાર પોલીસ પચીસ હતા. મજૂરો પણ તેટલા જ હતા. ધક્કા મારી મજૂરો આગળ વધ્યા. ધક્કામુક્કી કરતા પોલીસચોકી નજીક પહોંચ્યા ત્યાં બીજા પોલીસો બહાર દોડ્યા આવ્યા. મજૂરોને માર મારી થાણામાં પૂરી દીધા.

એવું જ છમકલું ભાયખલાબ્રિજ પર થયું. નળબજારમાં પંદરેક પોલીસ ઉપર સો જેટલા હિંદુ-મુસ્લિમ કામદારો તૂટી પડ્યા. પાંચ મિનિટમાં બીજી ટુકડીઓ આવી પહોંચી. કામદારો જુદી જુદી દિશામાં નાસી ગયા.

નળબજારમાંથી નીકળેલા ચાર કામદારો કર્નાકબ્રિજ થઈને સીધા ગોદી પર ગયા અને શહેરમાં કામદારો પર ગુજરી રહેલા સિતમના ખબર આપ્યા.

'તુમ લોગ યહાં કામ કરતે હો. વહાં તુમારે ભાઈ-બહિન પર પીટ પડતી હૈ. સારે શહર મેં લશ્કર દિખાઈ દેતા હૈ. મિલ ઔર કારખાનેકા એક ભી કામદાર જિતા નહિ રહેગા.'

બસ બૂમ ઊઠી.

'સુના, યે લોગ ક્યા કહતે હૈ?' એકે બીજાને કહ્યું.

'ક્યા?'

'મજૂરો પર માર પડતી હૈ શહરમે લશ્કરકા પહેરા હૈ.'

'તો હમ લોગ ક્યા કરે?'

'કામ છોડ દે. ઔર ક્યા? આજ કોઈ થોડા બોલ સકતા હૈ?'

'ચલો તબ છોડો.' કહીને ઉપાડેલી ગૂણ પડતી મૂકીને રસૂલમિયાં બહાર નીકળ્યો. નીકળતાં નીકળતાં ચારને ચેતવ્યા ચારે આડતે, અડધી ગોદી ખાલી થઈ. અને અડધીમાં ગણગણાટ શરૂ થયો

પચાસ–સાઠ મજૂરો બહાર નીકળીને ઘર તરફ જતા હતા ત્યાં પાછળથી એક પોલીસ–પલટણ આવી. મજૂરોનો માર્ગ રોકીને અમલદારે હુકમ કર્યો: 'ચલાઓ, પિછે ચલો.'

'ક્યોં?' રસૂલખાનું મગજ ફાટ્યું. ડોળા ફાડીને એ અમલદાર સામે ઘૂરક્યો.

- 'ક્યોં ક્યા?' એક ગુરખો આગળ આવ્યો વડા અફસરના ઇશારાને સાનમાં સમજી જઈને રસૂલખાંને ધક્કા મારી પાછો હઠાવ્યો. આખી પલટણ મજૂરોને ધક્કાવીને અંદર લઈ ગઈ.

'ચલાઓ કામ શુરૂ કરો.'

ગોઠણ સુધીનુ મેલુ પચિયુ, કાળુ જાકીટ, ગંદી કાળી માથામાં બેસી ગયેલી ટોપી, કાળો વાન, ભૂખરી મૂછો, લઠ્ઠ શરીર, ચમકતી આંખો, ઊજળા દાંત, કચકચાવીને દત્તુ ગૂણની થપ્પી ઉપરથી એક ગુરખા ઉપર કૂદો અને 'કાય તુઝા બાપાચા ગુલામ આહે!' કહીને એને ગળે બાઝ્યો.

સિપાઈઓ દત્તુ ઉપર તૂટી પડ્યા. મજૂરો સિપાઈઓ પર તૂટી પડ્યા. ક્ષણવારમાં રમખાણ થઈ પડ્યું સામસામા લોહી-

લોહાણુ થઈ ગયા. નવી ટુકડીઓ આવી તે પહેલાં આખી ગોદી-ના મજૂરો અને કારકુનો એકઠા થઈ ગયા. થોડી વારમાં નવી ટુકડીઓ આવી પહોંચી. નવા સોલ્જરોને જોતાં જ સૌ જેમ ફાવ્યું તેમ જીવ લઈને નાઠા. નાસતાં કેટલાક પકડાયા. કેટલાકને મરણ-તોલ માર પડ્યો.

રાત પડી. અંધારું ઊતર્યું. શહેરમાં ૧૪૪મી કલમ લાગુ પાડી. રાતે દસથી પાંચ સુધી બહાર નીકળવાની બંધી થઈ. રાત-ના રાજા એનો લાભ લેવા નીકળી પડ્યા. ગિરગામ બક રોડને નાકે એક દુકાનમાં એકાએક ભડકો થયો. લોક દોડી આવ્યા. 'કોઈએ આગ લગાડી, દોડો દોડો.' ભડ ..ભડ...ભડ આગની જ્વાળા ઊંચે ચડી. ટણુણુ ટણુણુ ભયાનક ટોકરા વગાડતા, ગ્રીક જમા-નાના લડવૈયા જેવાં લોખંડી બખ્તર અને પિત્તળના ટોપા પહેરેલા, લાલ સીડીવાળા, લાલ રથમાં બેસીને વાયુવેગે દોડતા, રસ્તામાં હડફેટે આવનારની પરવા કર્યા વિના બંબાવાળા છૂટયા. જોતજોતા-માં ત્રણ–ચાર બંબા આવી પહોચ્યા. ચોથે માળે જવા માટે એક અગ્નિશત્રુ લાલ સીડી પર બેઠો. સરસરાટ સીડી લાંબી થઈ અને છેક આગની ઝાળ સુધી એને પહોચાડી દીધો. એણે પાણીનો ધૂધવો છોડ્યો એવો જ તાળીઓના અવાજથી આસપાસ એકઠા થઈ ગયેલા માળાના લોકોએ એ વીરને વધાવી લીધો. ૧૪૪મી કલમનું ભાન ભૂલીને કેટલાક રસ્તા પર ટોળે વળ્યા. અર્ધા કલાક-માં આગ ઠરી ગઈ. નળરાજાના શરીરમાંથી નીકળેલો કળી કેરડા-ના ઝાડમાં પેઠો હતો એમ, બંગલાની આગ શમી તેવી જ પોલીસ-અમલદારોના શરીરમાં પેઠી અને લોકો ઉપર દંડાપ્રહાર શરૂ થયો.

પણ ગિરગામ બેંક રોડ શાંત પડ્યો ન પડ્યો ત્યાં પાયધુની લાગી. ફરી બંબાવાળાના ભીષણ ઘણુઘણાટ કરતા ટોકરાના અને પૈડાંના અવાજે લોકોની ઊંઘ ઊડી ગઈ. એક મારવાડીનું ઘર

સળગાવી અંદર પાંચ-સાત મવાલી ઊતર્યા હતા. હાથ આવ્યું તેટલું લઈ નાસવા જતા શેઠ જાગી ગયા. બૂમ પાડી તેવા જ બારીએથી પાછળ ઊતરી પડ્યા.

શાંતિમાંથી આગ પ્રગટાવનાર અને આગમાંથી શાંતિ કરનાર બંને પ્રકારની ટુકડીઓ દોડતી આવી પહોંચી. આખા શહેરમાં ધાડ, લૂટ, આગ, બંબા, પોલીસ, સોલ્જર, સિપાઈ, ધાધલ, મારફાડ, છરી, ચાકુ, લાઠી, તમંચા, વગેરેથી આખી રાત ધમાલ મચી રહી. હિંદુ-મુસ્લિમ રમખાણોની કારમી યાદ આપે તેવાં મવાલીઓના તોફાનોથી આખું શહેર ધ્રૂજી ઊઠ્યું.

*

પરોઢિયાના પાંચ વાગ્યાથી ધમાલ મચાવી મૂકનારા મુમઈગરા લોકો, સાત વાગ્યા ને સૂરજ ઊગીને ઊંચે આવ્યો તો ય ઘર બહાર નીકળ્યા નહિ. દૂધવાળા કે શાકવાળા દેખાયા નહિ ઘાટીઓ પણ આવ્યા નહિ. શહેરીઓનાં મન પર ન કળાય એવી અગમ્ય ધાક બેસી ગઈ એ વખતે દાદરથી ભાઉચા ધક્કા સુધી મોટર લોરીઓ દોડવા લાગી

કરી શકતી નથી. અને જે સામા થતા નથી, શાંતિથી પોતાનું કામ કર્યે જાય છે એને પકડે છે.'

'નિર્દોષને પીડે ત્યારે જ પાપનો ઘડો ભરાય.'

'હવે એને રાક્ષસને પાપ-પુણ્ય કેવું?'

મારુતિ સંસ્થાનની લોરીઓ પૂરી થઈ પછી ન્યુ કોટનના મજૂરો નીકળ્યા.

ગોદી ઉપર પહેલી લોરી પહોંચી ત્યારે બે-ચાર હૃષ્ટપુષ્ટ મજૂર, ધોળાં ટૂંકાં પંચિયાંનો કચ્છો મારેલો, સફેદ પહેરણ ને માથે લાલ ફેંટા બાંધેલા ઊભા હતા.

'કાય કુઠે જાણાર તુમિ?'

'માલવણ.'

'હે સોલ્જર કશાલા?'

'અમ્હાલા ગિરફતાર કિયા હૈ.' એક ભૈયો બોલ્યો.

'કાય સાંગતે?' બીજાએ પહેલા મજૂરને પૂછ્યું.

'બધાને પકડીને માલવણ લઈ જાય છે!'

'કારણ?' ત્રીજો નજીક આવ્યો.

એકદમ ચારે જણા ખસી ગયા. લોરીઓ આવતી ગઈ તેમ વાત વધતી ગઈ. મજૂર-ચાલીઓમાં વાયુવેગે વાત પ્રસરી ગઈ. મજૂર-લત્તાઓમાંથી શહેરમાં પ્રસરી. લાખનાં ઘરો ઉપર અગ્નિ-જ્વાળા ફરી વળે તેમ બે કલાકમાં સારા શહેરમાં વાત ફરી વળી.

'અરે વિતુ?' એક પઠાણે કહ્યું: 'દેખો, ખાલી મારુતિ સંસ્થાનવાલે નહિ, સભી મજદૂરોંકો લે જાતે હૈ.' ન્યુ કોટનના મજૂરોને જતા જોઈ એ બોલી ઊઠ્યો.

'હોય.' વિતુએ સર્વજ્ઞતાનો ડોળ કરી કહ્યું: 'મુંબઈ મધે જિતકા કારખાના, ગિરણી, સભી કામગરકો કેદ કિયા હૈ. રાત મધે ન્યાર પિટા હૈ.' હિંદી મરાઠીનું મિશ્રણ કરીને વિતુએ હોઠ પીસ્યા.

'સાલા કયા હોયગા?' પઠાણ ચિંતામાં પડ્યો.

'આ વખતે તો સિપાઈ લોગ પણ મજૂરની પડખે છે.' વિનુએ ઉમેર્યું.

'અચ્છા.' પઠાણ ખુશી થતાં બોલ્યો.

દાદરથી ભાઉચા ધક્કા સુધી માઈલોમાં લંબાયેલા માર્ગ ઉપર જે જે રહેતા હતા તેમણે નજરે જોયું. અને જેણે નજરે જોયું તેમણે કલ્પનાથી વધારીને પાડોશીને કહ્યું: 'વાતનું વતેસર થતાં, રાતના ત્રાસને ભુલાવે તેવી ભયની લાગણી ફેલાવતી ગપો ઊડવા લાગી.

એક ગપ સારી. 'બધા મજૂરોને કેદ કર્યા છે. પૂનાથી લશ્કર મગાવ્યું છે. આખા શહેરમાં લશ્કર ગોઠવ્યું છે. કોંકણ કિનારાના કિલ્લાઓમાં કામદારોને કેદ કરી ફટકારવાના છે!'

'મારુતિ સંસ્થાનવાળાને માલવણના સિંધુદુર્ગમાં અને ન્યુ કોટનવાળાને વિજયદુર્ગમાં કેદ કરવાના છે. બાકીનાને બળજબરીથી કામે ચડાવવા લશ્કર આવી પહોંચ્યું છે.' બીજાએ ટેકો આપ્યો.

'ગોદીના મુકાદમોને અને મજૂરોને સખત માર માર્યો. એમણે સંપ કરી લશ્કરના સોલ્જરોને સામો માર માર્યો. ગોદીનો માલ લૂંટીને ઘર ભેગો કર્યો અને સ્ટીમરમાં હતો તે દરિયામાં ફેંકી દીધો.' પહેલાએ જોસમાં આવી જઈ કહ્યું.

'શાબાશ.' એક દક્ષિણી ગૃહસ્થથી શાબાશી અપાઈ ગઈ.

'આમાં સરકારની મોટી ભૂલ થાય છે.' એક નાગર ગૃહસ્થ દાંતે પશ ઘસતા બોલ્યા. ચાલીના મધ્યમવર્ગના લોકો સાંભળી રહ્યા. 'મારુતિ સંસ્થાન જેવા કામદારો, જેઓ શાંતિ રાખવામાં મદદરૂપ છે તેમને પોતાના પક્ષમાં લઈ, તેમની મારફત આ તોફાની લોકોને વશ રાખવા જોઈએ.'

'પણ સરકારને ક્યાં શાંતિ જોઈએ છીએ!' એક લુહાણો

વેપારી બોલી ઊઠયો: ' એને તો મવાલીઓ તોફાન કરે, બે–ચાર શેઠિયાઓનાં ઘર લૂટે, પછી શેઠિયાઓના રક્ષણને બહાને મજૂરોને મારીને સીધા કરવા છે. અને શેઠિયાઓ પાસેથી પૈસા લઈ દાબ-માં રાખવા છે. '

' જુઓ હજી મજૂરોની લોરીઓ ચાલુ જ છે. ' એક જણે આંગળી ચીંધી

' અરે આખી રાત આમ ને આમ લોરીઓ ચાલ્યા જ કરી છે. ' બીજાએ કહ્યું.

' જેટલા તોફાની લત્તા છે એમાંથી પકડી પકડીને લઈ જાય છે. '

' આપણા ઘાટા આજે આવ્યા નથી. '

' એ તો રફુચક થઈ ગયા. '

' આ એક છાપાંવાળા મુંબઈને અડધું ગાંડું કરે છે. ' એક વકીલ છાપું લઈને બહાર આવ્યા.

' શું લખે છે ? '

' વર્ગ–વિગ્રહની શરૂઆત: હિંદુ–મુસ્લિમ એકારોએ શ્રીમંત લત્તાઓમાં પાડેલી ધાડ: જુઠ્ઠી પડેલી સરકારની લશ્કરી વ્યવસ્થા: ગોદીના મજૂરો અને લશ્કર વચ્ચે અથડામણ: શહેરમાં લાગુ પડેલી ૧૪૪મી કલમ: હિંદભરમાં હડતાળ અને સભાઓ: બલભદ્ર ઠાકોરને દેશપાર ર્ક્યા છે. '

' ખરું પૂછો તો આ ન્યુ કોટનના મામલામાં સરકારને પડવાની જરૂર જ નહોતી. ' વકીલ સાહેબ બોલ્યા.

' નવ વાગવા આવ્યા તો ય દુકાનો ઊઘડતી નથી.' લુહાણો ગૃહસ્થ ચિંતાગ્રસ્ત અવાજે બોલ્યો.

' ક્યાંથી ઊઘડે ? આજે કાલ કરતાં વધારે સજ્જડ હડતાળ પડવાની. '

સાડા નવ વાગતા આખુ મુબઈ આવી ઊડતી ગપથી છવાઈ ગયુ

દસ વાગતાં ભાઉચા ધક્કામાંથી પાચ સ્ટીમરોએ લગર ઉઠાવ્યા અને સાડાનવ હજાર ગળામાંથી 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' 'વદેમાતરમ્'ના હર્ષનાદ ગાજી ઊઠ્યા

'મજૂરો વિના સૂની પડેલી ગોદીઓમાંથી પસાર થતી સ્ટીમરો કોકણ કિનારા તરફ ધીમે ધીમે ચાલવા લાગી

## ૩૫

મધ્યરાત્રિનો સમય થતો આવતો હતો. સાગરની ઊતરતી ભરતીનાં મોજાં સ્ટીમરો સામે જોરથી અથડાતાં હતાં. અનંત તારાઓ પોતાના પ્રભાવથી અજવાળી આકમના આથમતા ચંદ્રને ઝાંખો પાડી રહ્યા હતા એ વખતે સાગરકિનારે અર્ધચંદ્રાકારે ઝૂકી રહેલી નાળિયેરીઓનાં ઝુંડમાંથી ડોકિયાં કરતા માલવણના દીવા ઝબૂકયા. સામે કાળમીંઢ પથ્થરનો બનાવેલો, કોઈ મહાભુજંગની માફક દરિયા વચ્ચે દોઢેક માઈલ લાંબો થઈને પડેલો સિંધુદુર્ગ દેખાયો. મછવા લઈને આવતા નાવિકોનાં ગીત સંભળાયા, અને સ્ટીમરના ઉતારુઓનાં મન હર્ષથી ઊછળવા લાગ્યાં.

મછવા સ્ટીમર સાથે લાગતા જ સામાન બાજુ પર મૂકી સૌ ઊતરવા લાગ્યા. પાચે સ્ટીમરો ખાલી થઈ ગઈ. કિનારા પર પડાવ નાખ્યો. જોવા માટે માછીલોક ટોળે વળ્યા. ઇરાન છોડીને આવેલા પારસીઓને જોવા સુરતને કિનારે ગુજરાતીઓનાં જૂથ જામેલાં તેમ પોતાના જ મુલકમાંથી મુંબઈ કમાવા ગયેલાને આમ અચાનક એક સામટા પાછા ફરેલા જોઈ, પરદેશીની માફક, કુતૂહલ-

શકે તેમને માટે ખટારાગાડીઓમાં વ્યવસ્થા કરશું. સામાન સાથે તેઓ પાછળથી આવે.'

'કાનાબાપા, અહીંથી ૭ ગાઉ દૂર જવાનું છે. તમે ને મા કિરણને લઈ પાછળથી ગાડામાં આવજો.' બાબુભાઈએ કહ્યું.

'અરે છો શું બાર માઈલ હોય તો ય શું? તારે રહેવું રાણી!' કાનાભાભાએ રાણી સામે જોયું.

'ના રે. આ કિરણ નહિ ચાલી શકે.'

'એની જેવડા ઘણા ય ચાલે છે.'

'લાવો એમને મારી સાઈકલ પર લઈ લઉં.' શાસ્ત્રીજીએ કિરણને બોલાવ્યો. સહેજ શરમાઈને કિરણ રાણીમાની સોડમાં સંતાયો.

'ચાલ મારી સાથે.' બાબુભાઈએ આંગળીએ વળગાડ્યો. બીજાં કોઈ બુઢ્ઢાં, બાળ, અપંગની તપાસ કરી, ભારે સામાન પાછળ રાખી સૌને આગળ ચાલવા હુકમ આપ્યો.

લાલ માટીથી ઢંકાયેલી જીવતી પહાડીઓ હરિયાળી સાડીઓ પહેરીને બેઠી હતી, વચ્ચે કેસરી બુટ્ટા જેવાં કુદરતી ફૂલ ખીલી રહ્યાં હતાં, પ્રાત:કાળનો મંદ મધુર પવન વાઈ રહ્યો હતો. રસ્તાને કાંઠે ઊભેલા ઘટાદાર આંબા–વડલામાથી બાલ રવિ ડોકિયાં કરતો હતો. કાફલો ધીમે ધીમે ચાલ્યો જતો હતો, અને સ્ટીમરમાં ગંદાં થયેલાં સફેદ કપડાં પર લાલ માટીની આછી ઝાંય પડતી હતી.

મુંબઈની ધમાલ, માનવી મૂંઝાઈ મરે એવી હવેલીઓ અને ગાડીઓના ધખધખાટમાંથી, પૂર બહારમાં ખીલી રહેલી કુદરત વચ્ચે આવતાં સૌનાં મન અનેરો આનંદ અનુભવવા લાગ્યાં. ગાતા-વાતા ને મોજ કરતા બે કલાકમાં ૭ માઈલ કાપી નાખ્યા. જ્યાં મુકામ કરવાનો હતો તે મેદાન નજરે પડ્યું.

ત્રણ બાજુ ત્રણ ટેકરીઓ, વચ્ચે આંબા, કાજુ અને જાંબુ-

કાની વનરાઈ. બાજુમાં ખળખળ વહી જતો મીઠા પાણીનો ઝરો, માલવણથી ફંટાતા જતી લાલ સડક; આવી મનોરમ જગ્યાએ પડાવ નાખવાનો હતો.

ઝૂંપડામાંથી દસ–બાર માણસો દોડ્યા આવ્યા. ગંગાધર શાસ્ત્રી આગળ ચાલ્યા. સાઈકલ પરથી કિરણને ઉતારી લીધો. બાબુભાઈએ સૌને નીચે ઊતરવા આજ્ઞા કરી:

'થોડો આરામ લઈ સૌ નાહવા–ધોવાનું પતાવો.'

બાબુભાઈ એક આંબા નીચે મોટા કાળા પથ્થર પર બેઠા. શાસ્ત્રીજી સાઈકલ દોરીને નીચે આવ્યા. ઝૂંપડામાં રહેનારા તેમના કામદારોને સૂચનાઓ આપીને બાબુભાઈ શાસ્ત્રીજી પાસે આવ્યા.

બાબુભાઈએ તેમને કહ્યું: 'શાસ્ત્રીજી, અત્યારે અને સાંજે થાય એટલું જ સીધું મગાવો અને તે પણ જલદી બને તે માટે ખીચડી, ભાત–દાળ એવું જ. અને પછી કાલથી......'

'આપ એ ખાતે નિશ્ચિંત રહો. માલવણ જેવું બજાર આખા કાકણમાં નથી. દસ હજાર માણસ હોય તો ય શું? જે જોઈશે તે કાલથી હાજર કરીશ.'

'બસ થયું ત્યારે. આપણે ઝૂંપડાંની જગ્યા સાંજે જોઈ આવશું. ચોમાસામાં પણ હરકત ન આવે એવાં પાકાં, માટી અને કામડીનાં લીંપણવાળાં મકાન બનાવવાં છે.'

'આપણે ઉદ્યોગમાં પહેલા કયા કયા શરૂ કરાવશું?'

'ઉદ્યોગ માટે મકાન તો થાય. બે મોટાં લાંબાં કારખાનાંના ઘાટનાં છાપરાંવાળાં મકાન કરાવશું. હાલ તુરત કલાકે બે હજાર તાર કાઢનારા પાંચસો રેંટિયા, પાંચસો ફટકાસાળ, પાંચસો ડાંગર ખાંડવાના ખાણિયા, પાંચસો લોટ દળવાની મોટાં ચક્રવાળી ઘંટીઓ.'

'આપણા આશ્રમવાળાએ શોધી છે તે?'

'હા.'

'અહા તો બીજા પણ ઉદ્યોગો થઈ શકશે, નાળિયેરીમાંથી કેવી કેવી અદ્ભુત કારીગરીવાળી ચીજો બને છે તે તો આપને ખબર હશે.'

'હું જાણું છું. પછી તો આપણે કાગળ, સાબુ, તેલ, ગોળ, ચપ્પુ, દાંતિયા વગેરે જાતજાતના ઉદ્યોગો શરૂ કરશું. આ ચાર હાલ તુરત પસંદ કરવા પાછળ એ ઉદ્દેશ છે કે જલદી શરૂ થઈ શકે. એ કામમાં કારીગરો પાવરધા છે અને મુખ્ય જરૂરિયાતની ચીજો ખોરાક અને કપડાં, એટલે ખપત માટે બજાર શોધવાં ન પડે.'

'ઠીક ત્યારે હું જાઉં.' ગંગાધર શાસ્ત્રી ગયા.

બાબુભાઈએ ફરતી નજર કરી તો પ્રકૃતિ દેવીની મીઠી ગોદમાં કલ્લોલ કરતાં પંખીઓ, સ્વતંત્રપણે ખીલી રહેલી વનસ્પતિ, સ્વચ્છંદે વિહરતાં પશુઓ, આવી આહ્લાદક કુદરત વચ્ચે પોતાને અને પોતાના હજારો સાથીઓને વસવાની તક આપવા માટે ઈશ્વરનો આભાર માન્યો.

ઝૂંપડાં થતાં સુધી સૌએ બપોરના વખતમાં ઝાડ નીચે અને બાકી ખુલ્લામાં જ પડી રહેવાનું હતું.

*

હજી પૂરા આઠ દિવસ થયા નથી. જેમ જેમ ઓજારો આવતાં જાય છે તેમ તેમ કામ પાટે ચડતું જાય છે. ટોળાંબંધ

મજૂરો કામે લાગી ગયા છે. બ્હેનોની ટુકડીઓ તગારાં લઈને માટી સારે છે. ભાઈઓ કોદાળી લઈને લાલ માટીની ખાણો ખોદી રહ્યા છે. માત્ર લંગોટી પહેરી છે, કાળી ચમકતી ચામડી સૂર્યના તાપમા પરસેવાથી ભીની થઈને માટી લાગતાં લાલ બનેલી છે, 'ચલા, લૌકર લૌકર' એવી બૂમો પાડતા તગારા ભરનારા ત્રણ પાવડે તગારુ ભરી દે છે. સ્ત્રીઓ દોડતી જઈને ઠલવી આવે છે. બીજી બાજુ કડિયાકામ શરૂ થઈ ગયું છે. કારખાનાની ભીંતો માથોડું ઉપર આવી છે. પચ્ચીસ પચ્ચીસ કારીગર અકેક ભીંતે લાગી ગયા છે. ઝૂપડાંનાં મકાનોના સેંકડો ભીંતડા, જમીનમાં દટાઈ ગયેલાં પ્રાચીન ખંડેરો પુનર્જીવન પામતા ધીમે ધીમે ઊભાં થાય તેમ ઊંચાં થતાં આવે છે. જાણે દટાઈ ગયેલી ભારતવર્ષની સંસ્કૃતિ નવો દેહ ધારણ કરી નીકળી આવતી ન હોય!

બાબુભાઈ કામમા ડૂબી ગયા છે. એક બાજુ આ કામ, બીજી બાજુ બધાને નિયમિત પુષ્ટિકારક ખોરાક પહોંચાડવાનું, ત્રીજી તરફ કજિયા-કંકાસ વિના સાથે રહી કામ કરાવવાની સમજાવટ, ચોથી બાજુ મુબઈથી આવતા, વધતા જતા તોફાનના ખબર અને ખબરને ખરા ઠરાવતા હમેશા મુબઈથી નાસી આવતા સેંકડો લોકોને કામે ચડાવવાની ચિંતા. આમ બાબુભાઈ કામમા ડૂબી ગયા છે.

એ વખતે મહાસભાની કાર્યવાહક સમિતિનો ઠરાવ રાષ્ટ્રપતિના પત્ર સાથે આવી પહોંચ્યો. પત્રમા તાકીદે દિલ્હી આવવા લખ્યુ હતુ ગ્રામોદ્યોગસધના પ્રમુખ, મંત્રીઓ તથા પ્રાતિક શાખાઓના મુખ્ય કાર્યકરોને નિમત્રણો મોકલી તાકીદે બોલાવ્યાના તેમા ખબર હતા.

બાબુભાઈ બધા કામનો ભાર ગગાધર શાસ્ત્રીને માથે મૂકી, દિલ્હી જવા નીકળ્યા

*

આફ્સો ટનની નાની રમકડા જેવી સ્ટીમર માલવણથી મુંબઈ જવા નીકળી. ત્રીજા વર્ગના બાંકડા પર સંકોડાઈને બાબુભાઈ બેઠા હતા. બાજુમાં અને પગ આગળ દીનહીન દશામાં, અવ્યવસ્થિત, અસ્વચ્છ ટેવોનું પ્રદર્શન કરતા ઉતારુઓ તરફ જોઈને બાબુભાઈનો ચહેરો દુઃખિત બન્યો. પોટકાં અને છોકરાંને પડખામાં રાખીને બેઠેલી, ગંદાં, ફાટલાં કપડાંવાળી, બેસી ગયલા ચહેરાવાળી સ્ત્રીઓ તરફ જોઈને એ વિચારમાં ઊંડા ઊતરી ગયા એવામાં એમને કાને અવાજ અથડાયોઃ

'કુઠે ચાલલા બાલુ?'

'મુંબઈ.'

'મુંબઈ કશાલા જાતો? તોફાન ફાર આહે.'

'તોફાન તો આહે, પણ કરાયચ કાય? નોકરી આહે ન!'

'તુ સંઘ મધે નાહીં?'

'મીં ગિરણી કામદાર નવ્હે.'

'તર?'

'તુમ્હારા મજહબ કયા હૈ?'

'મજહબ ઈસ્લામ.'

'તો ફિર હિંદુઓંકે સાથમેં કયોં ગયા?'

'હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્ત સબ એક હૈ. ગરીબોંકી દુનિયામેં કોઈ ભેદ નહિ.' કોઈ નવજુવાન વ્યાખ્યાનકારનું સૂત્ર એમને એમ સંભળાવી દીધું. બાબુભાઈના કાન સંતુષ્ટ બન્યા. બીજી બાજુ વેંગુર્લાના દક્ષિણી બ્રાહ્મણ, માલવણના એક યુવાન મિત્ર સાથે મોટેથી વાતો કરતા હતા તેના તરફ બાબુભાઈનું ધ્યાન ગયું.

'કામદાર સાથે કિસાન લડતમાં જોડાશે એટલે સરકારના સાંધા ઢીલા સમજવા.'

'અને એમાં આપણી જેવા મધ્યમ વર્ગના ભળે.'

'આપણે તો ભળેલા જ છીએ ને?'

'નથી ભળ્યા હજી.'

'શું નથી ભળ્યા? મારી ઑફિસના અર્ધો ડઝન કલાર્કે નક્કી કર્યું છે કે કોંગ્રેસની હાકલ પડયે નીકળી જવું. મને તો ગંગાધર શાસ્ત્રીએ એમના નવા કારખાના માટે ૭ જણની વરધી પણ આપી છે.'

'કઈ જગ્યાએ કારખાનું છે?'

'માલવણ ને ફોંડાની સડકે છ માઈલ ઉપર. હજી મકાનો ચણાય છે. પણ કહે છે તદ્દન નવું કારખાનું થશે.'

'વાહ! આપણો ચાન્સ લાગે તો જોજો.'

'જરૂર.'

બાબુભાઈ માત્ર સાંભળતા હતા.'

મુંબઈ ઊતરીને સીધા ટ્રેન પર ગયા. રેલ્વેમાં પણ એ જ વાતો. એક હસમુખો ગમ્મતી ટિકીટચેકર એક ગામડિયાને પૂછતો હતો: 'કેમ લ્યા, સવરાજ્યમાં ભળવાનો કે?'

'હોવે ' આપણે તો ભળેના જ સીએ ને! તમ લોક આ સોડો સો તે?'

'આ વખતે અમે ય છોડી દેવાના છીએ '

'વાતો થાય '

'નહિ પટેલ,' એક ગુમાસ્તો પાછળે પાટિયેથી મો ફેરવીને બોલ્યો 'આ વખતે તો શેઠિયાના નામાદાર, વાણોતર, રેલ્વેના સાધાવાળા, હાકવાવાળા, ટપાલવાળા બધા નોકરીઓ મૂકી દેવાના છે '

'તો તો સરકાર કાલ સવારે પાધરી દોર થઈ જાય.' પટેલ ખુશી થયા '

'પણ પછી ગાડી હાકશે કોણ ' ટિકીટચેકરે પાછી ગમ્મત કરી.

'કોણ, તે વળી ' પટેલે વળતો જવાબ આપ્યો

'કોલસા નાખનાર વિલાયતથી મોકલશે અને ઝંડી ઝલીને સાધા ફેરવવા માસ્તરોને ઊભા રાખશે '

'એલા ઈ ભારી બેસતું આવ્યુ ' કાઠિયાવાડનો એક લુહાણો આનદમા આવીને બોલી ઊઠયો

માણુભાઈ શાતિથી સાભળ્યા કરે છે

આખો ડબ્બો ઠાસોઠાસ ભર્યો છે ઊભા રહેવાની જગ્યા નથી. બારણા આગળ પવન રોકીને લોકો ઊભા હતા મુબઈ છોડીને લોક દેશમા નાસી જાય છે

'બીજુ તો ઠીક' પટેલ વળી બોલ્યા 'આટના બધા માનવી દેશમા જઈને ખાશે શુ?'

'સૌ સૌનો બાપદાદાનો ધધો કરી ખાશે '

'ધંધામા હવે બરકત ક્યાં બળી છે?' પટેલે નિ શ્વાસ મૂકયો.

'મોટા કારખાના બંધ પડયા એટલે બરકત આવી સમજો

'હા એ પણ ખરેખરું. પછી કાકા કહીને પોતાના અથવા આસપાસના ગામનું વાપરે.'

'આ નુસખો કોઈને સૂઝે તો સારું.'

'પણ રેલગાડીઓ બંધ પડે ત્યારે ને!'

'હવે વાર નથી.' એક મજૂર બોલ્યો. 'ઠાકોર બલભદ્રને કાળે પાણીએ મોકલ્યા ને મજૂરોને ગોળીએ વીંધ્યા. આથી સૌનાં મન ઊંચા થઈ ગયાં છે. સંપ કરીને એક સામટા મૂકી દે એટલી વાર છે.'

'સંપ થવો બહુ કઠણ છે.' પટેલ હારીને બોલ્યા.

'મુંબઈમાં તોફાન બંધ પડે તો સારું.' એક શેઠ ધીરેથી બોલ્યા.

'તોફાન તો તમારા જેવા શ્રીમંતોને બરાબર નિચોવી લેશે, તમે એમને નિચોવ્યા છે તેમ, પૂરેપૂરો કસ કાઢી લેશે ત્યારે બંધ પડશે.' છેલ્લા ખાનામાં બેઠેલા ચાર–પાંચ કૉલેજિયનોમાંથી એક ઊભા થઈને કહ્યું: 'હિયર, હિયર' કહીને તેના મિત્રોએ શૂરાતન ચડાવ્યું એટલે એ આગળ વધ્યો. 'હું તો સીધો મારે ગામ જઈને ખેડૂતોને એ જ વાત કરવાનો છું. શહેરોમાં ગમે તેટલી લાલચ આપે તો ય જશો મા. અહીં જેણે તમારી

આખો ડબો પ્રવીણ સામે જોઈ રહ્યો. બાબુભાઈએ પણ ઊંચે જોયું.

'અને હવે અમે અમારે પોતપોતાને ગામ જઈ અસહકારને સજ્જડ બનાવવા ઘેર ઘેર ફરી વળશું. ગામડિયાની બનાવેલી ચીજ-વસ્તુઓ શહેરોમાં જઈ વેચશું અને ગામડામાં પ્રાણ પૂરશું.'

એક પછી એક સ્ટેશનો પસાર થતાં હતાં. બાબુભાઈ શાંત ચહેરે સાંભળતા હતા. તેમના મનમાં અનેક વિચારો આવ્યે જતા હતા. ટ્રેન ચાલીસ માઈલની ઝડપે વડોદરા તરફ દોડી જતી હતી. એનાથી અનેકગણી ઝડપે લોકવિચારનો પ્રવાહ નવી દુનિયા તરફ ધસ્યે જતો હતો.

બ્રહ્મદેશના એક છેડાથી બીજા છેડા સુધી, હજાર માઇલ-માં વહેતી જતી ઇરાવદી નદીના મધ્ય ભાગમાં ડાબે કિનારે વસેલું બ્રહ્મદેશનું પાટનગર નજરે પડતા, બલભદ્રનો ગોરો રક્ષક બોલ્યો· 'આ સામે દેખાય છે તે માંડલે.'

પાંચ હજાર ફૂટ ઊંચે ઊડતા હવાઈ જહાજમાંથી બલભદ્રે નજર ફેંકી રળિયામણી વૃક્ષગજિ વચ્ચે, જમીન સરસી લાગતી નાની-મોટી પહાડીઓ પર, સ્તૂપાકારના બૌદ્ધ મંદિરોના સફેદ શિખરો દેખાયાં. લીલા ઘાસ પર, દૂર દૂર ચારો કરવા બેઠેલા જાણે રાજહંસ, શહેરની બીજી બાજુ નજર કરી તો બાગમાં આકૃતિઓ કંડારીને ફરતી ત્રાંસી ઈંટો મૂકી હોય તેવા, રાજા મિન્દમાનના સુપ્રસિદ્ધ કિલ્લાના કાંગરા દેખાયા.

વેગ ધીમો પાડીને વિમાન નીચે ઉતાર્યું. મેદાનમાં ચક્કર લઈ, રસ્તા પર હાંકી કિલ્લામાં લઈ ગયા. સાતેક માઇલના ઘેરાવા-માં પડેલો લાકડાની પ્રાચીન કારીગરીના નમૂનારૂપ મહેલાતોવાળો કિલ્લો બલભદ્રે જોયો. અંદર નાનાં નાનાં ખેતરો હતાં.

જે પુનિત સ્થાન લોકમાન્ય, લાલાજી અને સેંકડો ભારતીય વીરોની તપોભૂમિ બન્યું હતું તે સ્થળે આવતાં બલભદ્રને હર્ષોર્મિ પ્રગટી.

કિલ્લાના રક્ષક એક તરફની ઓરડીઓમાં લઈ જઈ કહ્યું: 'આ બે ઓરડા આપને માટે તૈયાર રાખ્યા છે. આ જ ઓરડામાં લાલા લજપતરાયને રાખેલા.' સાંભળીને બલભદ્રે પંજાબ-કેસરી-ની યાદે ગદ્‌ગદ્ થઈ રક્ષકનો આભાર માન્યો.

હૈયું ભરાઈ આવ્યું. 'તારા સમ ભભા, હું આ જનમમાં કોઈને આ આંખે ફરી 'જોઈશ એવું નહોતું ધાર્યું.' ડળક ડળક આંસુ સરી પડ્યાં. ભભો પણ ગળગળો થઈ ગયો. ઘડીભર કોઈ બોલ્યું નહિ. પછી ભભે આંસુ લૂછી પીઠ થાબડી. 'હશે બાપા, ભગવાનની મરજી. બેસો દાનાભાઈ, આ કામળા પર બેસો.'

'ના હું અહીં હેઠો બેઠો છું. ઓલ્યો કાળ આવશે તો નાહકનો રાડ નાંખશે. તમે પલંગ માથે બેસો.' મન નહોતું માનતું છતાં બલભદ્ર ઉપર બેઠો. 'તમને તો જનમટીપ છે કાં?'

'બેસો ને હવે, જવાય છે.'

'હવે તો દી આખો ભેગા જ છીએ ને!'

આપો માટલું લઈને ગયો. બલભદ્ર જોઈ રહ્યો. મનમાં બબડ્યો 'શી દશા માણસની થઈ જાય છે! કેવો જોરાવર જુવાન! ઝીંઝુડે મામાને ઘેર રહેતો ત્યારે ગામ આખાને તોબા પોકરાવતો. જુવાનીમા ફાટય કયાંઈ સમાતી નહિ. બધી ખુમારી, બધું તેજ, ખલાસ કરી નાખ્યું. ખુમાણ સિવાય, કાઠી રજપૂત સિવાય, કોઈ ઘોડે બેસીને બજારમા નીકળે તો પગ ઝાલીને પછાડે. એ કુલાભિમાની આપો મારે માટે માટલું લઈ-પાણી ભરવા ગયો!

'અભિમાન કચડાયુ એનુ કાંઈ નહિ પણ સ્વમાન હણાયું, તેજ ક્ષીણ થયું, માણસાઈ ચાલી ગઈ આ જ રીતે હિંદની બળવાન, તેજસ્વી, સ્વમાની પ્રજાનું સત્ત્વ બ્રિટિશ સલ્તનતે એક સૈકામા હતું ન હતું કરી નાખ્યું.

'અરે રામ!' નિસાસો મૂકીને બલભદ્ર ઉદાસ બની ગયો. ઓરડીની જાળી સામે જોઈ રહ્યો.

ઘડો ભરીને દાનો આવ્યો. ચાલીસ વરસે કેડ વળી ગઈ હતી. વાળ ધોળા થવા આવ્યા હતા. માથે ઘડો ડગમગતો હતો. બલભદ્રથી એ ન જોવાયું. ઊઠીને ઘડો લઈ લીધો.

'અરે ભલા, ઓલ્યો જોશે તો...'

'જોશે તો શું?'

'તમને કાંઈ નહિ, મને માર પડશે.'

'અહીં આપણા બીજા કોઈ નથી?'

'ના, નથી' આપો જાળી પાસે નીચે બેઠો.

બલભદ્ર આસપાસ બધું જોવા લાગ્યો.

'આજ શું રાધશું ભાઈ?' દાનાએ પૂછ્યું.

'આપણે બને મળી કાલથી રાધશું. આજે કશુ કરવું નથી.'

'બહુ સારું.'

સાંજે બલભદ્ર કિલ્લામાં ફરવા નીકળ્યો. રક્ષક સાથે હતો. ખેતરોમાં શાકભાજી જોઈને કહે: 'હું કાલથી અહીં કામે આવીશ.'

'જેવી આપની મરજી. એક ટુકડો ખાસ જુદો રાખીશ.'

અર્ધા કલાકમાં પાછા ફર્યા. સાત વાગ્યા એટલે બલભદ્રે કહ્યું: 'બાપા, હવે પ્રાર્થના કરીએ.' બલભદ્રે ગીતા કાઢી.

બાપા સામું ને સામુ જોઈ રહ્યા. પછી બોલ્યા 'ભલલા, તું ભગત થઈ ગયો હો!'

'બાપા, દેખાવનો ભગત છું. હજી મનનો ભગત નથી થયો.'

'એમ હોય, તારી જીભ, તારો ચહેરો, તારું દિલ, બધાં ઉપરથી દેખાય છે. લ્યો વાંચો ત્યારે.' બલભદ્રે પહેલેથી વાચવી શરૂ કરી. ગુજરાતી અર્થવાળી ગીતા હતી. સંસ્કૃત શ્લોક બરાબર બેસતા ન હતા. અર્થમાં દાનાને સમજણ પાડતો હતો. એક અધ્યાય વાંચીને પછી ભજનસાગર કાઢ્યું.

વલ્લભભદ્રની દેશપાગીથી ઊભી થયેલી ભરતી હજી પાછી વળી નથી ત્યાં મજૂરસભાને પડખે રહેવાનો મહાસભાનો ઠરાવ બહાર પડ્યો એથી ફરી પાછો ઉછાળો આવ્યો પ્રજામા નવચેતન રેડાયુ, નવોત્સાહ ફેલાયો અને હડતાળે વધારે ઉગ્ર સ્વરૂપ પકડ્યુ સરકારે ઠેર ઠેર બળ વાપર્યું બળ વાપરતા હડતાળ વધારે સજ્જડ બની. મિલો, કારખાના, ગોદી, ખાણો, રેલ્વે, તાર–ટપાલ, છાપખાના એમ ચેપ ફેલાયો. કામદારો અને કારકુનોના જૂથ શહેરોમાથી વતન તરફ પાછા ફરવા લાગ્યા લોકો વતનમા જઈ બેકારીમા વધારો કરે તે પહેલા હાથઉદ્યોગના ઠરાવનો અમલ તાલુકા સમિતિઓએ શરૂ કરી દીધો.

આ બાજુ સરકારે હડતાળ તોડવા પ્રયત્નો શરૂ કર્યા પ્રાંતે પ્રાંતના, જિલ્લા તથા તાલુકાના મજૂર આગેવાનોને ઉપાડી લીધા. મજૂરોને કામે ચડવા ફરજ પાડી બળ વાપર્યું પરિણામ શૂન્ય જ આવ્યુ મજૂરોની જગ્યાએ ભણેલા બેકારોની બમણા દામ આપીને મદદ લેવા ફાંફાં માર્યા પણ મિથ્યા ધોમ ધખતા તાપમા પરસેવે નીતરતા બિહામણા ચહેરા બનાવી ચાલતી ગાડીએ કોલસા પૂરવા જેવા કામ કરવાની કોઈની ગુંજાશ ન ચાલી

આખરે બ્રહ્માસ્ત્ર કાઢ્યુ જે શસ્ત્રે મીરજાફરનો ઉપયોગ સિરાજ સામે, મીરકાસમનો ઉપયોગ મીરજાફર સામે, નિઝામનો ઉપયોગ હૈદર અને મરાઠા સામે કર્યો હતો, જે શસ્ત્રે મરાઠા, શીખ અને ગુરખાને સામસામા ખોખરા કર્યા હતા એ ભેદનીતિનું શસ્ત્ર કાઢ્યુ.

પણ હિંદુ-મુસલમાન, સ્પૃશ્ય-અસ્પૃશ્ય, બ્રાહ્મણ-અબ્રાહ્મણ એવા અળખામણા ભેદોને ભૂલી માત્ર પીડિત અને પીડનાર, ગુલામ અને જાલિમ એવા બે જ ભેદને જાણનાર, વારંવાર ખત્તા ખાઈને અનુભવે ડાહ્યા બનનાર હિંદે અદ્‌ભુત એક્કો જાળવી એ અમોઘ ગણાતા શસ્ત્રને બૂઠું બનાવ્યું.

છેલ્લાં સો વર્ષથી ધીમો પણ સતત વહેતો અવળો પ્રવાહ સવળો થયો. પૈસાને લોભે ગરવા ગામડાં ભાંગીને શહેરમાં જઈ વસેલા; શહેરમાં જઈ શરીરે, મને અને હૈયે દૂબળા બનેલા હિંદવાસીઓ ગામડાં તરફ પાછા ફર્યા

વતનમાં જઈને જે હાથ બેઠો તે ઉદ્યોગ લઈને, મળે તેટલી કમાણીમાં મન મનાવી અસહકારને મજબૂત બનાવવા લાગ્યા. દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા. આમવર્ગ વધારે ને વધારે મજબૂત બનતો ગયો.

*

જોતજોતામાં ૭ માસ વીતી ગયા. જેલના દિવસો રમતની માફક પસાર થઈ ગયા. નાસિક જેલને દરવાજે નાનુ પંડિત કિરણ સાથે આવીને ઊભો રહ્યો.

સવારમાં દરવાજો ઊઘડતાં જ રૂપવતીનું સહજ સુકાયેલું છતાં તેજસ્વી અને હસતું મુખ દેખાયું. જેલરને હાથ જોડીને એ બહાર નીકળી કિરણ દોડીને બાઝી પડ્યો. ઉપાડીને છાતીએ ચાંપ્યો. બે-ચાર બચ્ચીઓ ભરી લીધી.

'કેમ નાનુ પંડિત!'

'મજામાં.'

'ચાલો રામસિંહ, રામાભાઈ!'

રામસિંહ સહેજ નબળો પડ્યો હતો. રામો વણકર અને તેના બે જોડીદારો સારા થયા હતા. બધા મોટરમાં બેઠાં. મોટર

થોડી વાર આડીઅવળી વાતો ચાલી. રૂપવતીએ અને રામસિંહે જેલની કથની ટૂંકમાં કહી ત્યાં મુંબઈ દેખાયું.

જેમ જેમ નજીક જતાં ગયાં તેમ તેમ શું જોવા મળશે એની કલ્પનાઓથી મગજ ભરાઈ જવા લાગ્યું. એક પછી એક પરાંઓ પસાર થવા લાગ્યાં. માનવી વિનાના માર્ગો, જી. આઈ. પી.ની લાઈનો પર ગાડીઓ દેખાતી ન હતી.

મુંબઈ આવ્યું ને રૂપવતીના હૃદયના ધબકારા વધી ગયા. અમરાપુરી જેવી મહાનગરી મુંબઈ જાણે કે વેરાન દીસે છે. બોરીબંદર, બોમ્બે સેંટ્રલનાં ભવ્ય સ્ટેશનો સૂનકાર પડ્યાં છે. પરાં તરફ કાળના કારમા વેગે દર પાંચ મિનિટે દોડી જતી લોકલ ટ્રેનોના ધમધમાટ એકદમ બંધ પડયા છે.

મુંબઈ તરફ ચાલી. નાનુએ કહ્યું: ‘ આપણે મુંબઈના હાલ જોઈ પછી પૂના જશું. આવતી કાલે રાજવાડે, રાધાકિસન, ગોપાળ જોષી છૂટવાના છે. તેમને લઈ માલવણ જશું.’

‘ બહુ સારું મા, ભાભા, બેન, બાબુભાઈ, બધાં ખુશીમાં ?’

‘ જી હા. ’

આપણા કામદાર ભાઈઓ કેમ છે ?’

મજામા. ’

ન્યુ કોટનના પણ ત્યાં જ છે ને ?’

આપને બધી માહિતી લાગે છે.’

હમણાં છેલ્લા બે માસથી કશા ખબર નથી.’

છેલ્લા બે માસથી તો બધું ફેંકાટ થઈ ગયું છે.

હોય નહિ ?’

થોડી વાર આડીઅવળી વાતો ચાલી રૂપવતીએ અને રામસિંહે જેલની કમની ટૂકમા કહી ત્યા મુમ્બઈ દેખાયું.

જેમ જેમ નજીક જતા ગયા તેમ તેમ શું જોવા મળશે એની કલ્પનાઓથી મગજ ભરાઈ જવા લાગ્યુ. એક પછી એક પરાઓ પસાર થવા લાગ્યા માનવી વિનાના માર્ગો, જી. આઈ પી ની લાઈનો પર ગાડીઓ દેખાતી ન હતી

મુબઈ આવ્યુ ને રૂપવતીના હૃદયના ધબકારા વધી ગયા અમરાપુરી જેવી મહાનગરી મુબઈ જાણે કે વેરાન દીસે છે બોરીબદર, બોમ્બે સેટ્રલના ભવ્ય સ્ટેશનો સૂનકાર પડ્યા છે પરાં તરફ કાળના ફારમા વેગે દર પાચ મિનિટે દોડી જતી લોકલ ટ્રેનોના ધમધમાટ એકદમ બધ પડ્યા છે

'એટલું જ નહિ,' ભાવનાશાળી યુવાને વિશેષ દુભાઈને કહ્યું: 'આ નગરીનો જ નહિ પણ સારી દુનિયાનો પ્રાણ કામદાર અને કિસાન છે. એ હાથપગ નથી પણ હૃદય વિનાનો ગમે તેવો સુંદર દેહ હાડપિંજર છે એની આ સાબિતી છે '

'હવે પાછા ફરીએ ' અકળાઈને રૂપવતી બોલી.

'મારાથી તો આ જોયું જતું નથી.' રામસિંહ બોલ્યો

મુંબઈ છોડીને મોટર પૂનાના માર્ગે ચાલી નીકળી.

પૂનામા ગજવાડેના મિત્ર દેવધરને ત્યાં સીધા ગયાં. સૌ છૂટીને આવી ગયા હતા. અરસપરસ હેતથી મળ્યા. કુશળ સમાચાર પૂછ્યા.

અને તે જ સાંજે માલવણ મથકના વિમાનમા બેસી કલ્લોલ કરતાં, સહ્યાદ્રિની હારમાળાને નીરખતાં માલવણ જવા ઊડી ગયાં.

—

## ૩૮

આ ડીઊંભી અનેક હારોમાં, એકસરખા ચાર હજાર ઝૂંપડાં ઊભાં છે. તાડપત્રીથી છાજેલાં છાપરાં વિમાનમાંથી દેખાયા જાણે કોઈ કુંજની વચ્ચે સમળીઓનાં જૂથનાં જૂથ હારબંધ બેસી ગયાં ન હોય !

બે ઊંચી સપાટ પહાડીઓ ઉપર, લાંબાં છાપરાંવાળાં કારખાના દેખાતા હતાં. સાંજને વખતે કામેથી છૂટેલા મજૂરો અને શાળાના વિદ્યાર્થીઓ મેદાનમાં એકઠા થતા હતા. એ વખતે ઘરઘરાટ અવાજ સંભળાયો.

સૌએ એક સાથે ઊંચે જોયું. જોયું ને ઓળખી લીધું. બૂમ પડી ને નાનાંમોટાં સૌ એકઠાં થઈ ગયાં. વૃદ્ધ કાના ભાભા આંખ આડી હાથની છાજલી કરીને બોલ્યાઃ 'કોણ, આપણો ગરુડપંખી આવ્યો ?'

'હા બાપા, આવ્યો ને રૂપવતીબેનને લાવ્યો '

'જીવતો રહે મારા ભાઈ, બીજું કાંઈ નહિ, વહુ વિના છોકરો અર્ધો થઈ ગયો.'

વાત ચાલે છે ત્યાં વિમાન એક ગાઉ પર સપાટ મેદાન પર ઊતરીને, સડક પર થઈને આવી પહોંચ્યું. બધાં ઘેરી વળ્યાં. એક પછી એક જણ વિમાનમાંથી ઊતરવા લાગ્યાં.

ગમસિંહની વાંકડી મૂછ અને કરડી આંખ જેવી ને તેવી જ હતી. રામા વણકરનો ચહેરો વધારે ભરાવદાર લાગતો હતો. રાજવાડે તદ્દન લેવાઈ ગયા હતા. રાધાકિસન અને ગોપાળરાવ જેવા

ને તેવા જ હતા. રૂપવતી નજરે દેખાય તે રીતે લેવાઈ ગઈ હતી.

સૌ મકાનો પર આવ્યાં. ઘડી બે ઘડી વાતચીત કરી પોત-પોતાને ઘેર ગયાં. રાજવાડે ગોપાળરાવને લઈ ગયા. કિરણ રૂપવતીનો હાથ ખેંચી ગયો.

'આ અમારી ઝૂંપડી.' કહીને કિરણ અંદર પેઠો. રૂપવતી બહાર ઊભી રહી. નાળિયેરીનાં પાનથી છાજેલી, લાલ માટીનાં લીંપણ ઉપર સુંદર ઓળીપો કરેલો. આંગણામાં કેળ, પોપૈયાં, લીંબુડીના ચાર–પાંચ માસના નાનકડા છોડ.

'આ, અંદર આવ ને.' કિરણની ધીરજ ખૂટી. બહાર આવીને સાડી પકડીને અંદર રૂપવતીને લઈ ગયો.

'આ અમારી બેઠક.' એક ખૂણા તરફ હાથ કર્યો. એક ખૂણામાં નાનકડું એકાદ ફૂટ ઊંચું લંબચોરસ ટેબલ હતું. ટેબલ પાસે નાળિયેરીની કૂણી કાથી ભરેલી ગાદી બિછાવી હતી ભીંત બાજુ ઉઘાડા આડા મૂકેલા ખોખામાં, થોડી ચોપડીઓ હતી. ખોખા ઉપર બે ચાદી બે

એ પાટ પર શેતરંજીમા વીંટીને ઓશીકાં ને કાળા કામળા મૂક્યાં હતા તે બતાવ્યા

'પડિતકાકા ગયે છે કયા ?'

'રાધતા જ નથી. ઈ તો ટોપરું ને ખારેક ને ખજૂર ને દૂધ ને એવુ જ ખાય છે જો પેલા શીકા ઉપર ટોપલીમાં બધુ રાખ્યુ છે તને આપુ બા ?'

'ના બેટા, હુ પછી ખાઈશ'

એક ખૂણામા દીવી ઉપર કોડિયામા દીવેટ રાખી હતી. જોઈને રૂપવતી રહેજ રીસમા બોલી

'તમે લોકો તદ્દન જગલી થઈ ગયા લાગો છો'

'કેમ બા ?' નાનો કિરણ કશુ સમજ્યો નહિ

'આ તમારો દીવો !'

'કાકા કહે છે કે એનાથી આખનું તેજ વધે'

'રાખ વધે ઊલટુ ઝાંખું દેખાય ને આખો તણાય.'

'ઠીક હવે ઘેર ચાલો'

'તુ કયા સૂઈશ બા ?'

'ઘેર.'

'તો અમે તારી સાથે સશુ હો !'

'હો'

કાનાભાભા ફળિયામા બેઠા બેઠા નાળિયેરની કાથીનાં નેતરાં ભાગે છે ત્યા રૂપવતી અને કિરણ આવી પહોચ્યાં

રૂપવતી આવી ત્યારે ઘણા માણસથી શરમાઈને ભાભા કે માને મળી ન હતી આવીને કાનાભાભાને પગે પડી.

'બેટા, સો વરસતી થજે'

માને પગે પડી. આખમાં ઝળઝળિયા લાવીને રાણીમા બોલ્યાઃ 'દીકરા, મારા ભાભાનું ઘડપણ પામજે'

કમી એને હાથે લીંપીને ભીંત પર ચિતરામણ કર્યાં છે. એક ખૂણામાં ઊનગડનાં માટલાં ભીંતોનાં ચિત્રો સાથે વાદ વદી રહ્યાં છે. એક બાજુ પેટી પડી છે. એક ખૂણામાં શીકું લટકાવ્યું છે. ચારે ભીંતો ચોખ્ખી ફૂલ છે. ધુમાડો બધો ધુમાડિયા વાટે બહાર નીકળી જાય છે. શીકું, પેટી વગેરે નવાં લાવ્યાં હોય તેવાં સાફ દેખાય છે. એક બાજુ માટીની મોટી ગોળી સૂંથિયા પર પડી છે ને વચ્ચે થાંભલા સાથે રવાઈ બાંધી છે.

'કમીમા, આ તો અસ્સલ ઝીંઝુકાનું આપણું ઘર બનાવી દીધું છે!'

'સૌએ પોતપોતાના દેશની કારીગરી વાપરી તયેં આપણેય આપણું જાડું-પાતળું કાંઈક કરવું જોયેં ને?'

'ખાશ કરો છો?'

'રાતે કાનોભાભો વાળુ કરવા બેઠા. રૂપવતીએ ઘણું ઘી નાખીને ભાભાને લાપસી ચોળી દીધી કોળિયો મોઢામા મૂકતાં કાનાભાભાની આખ ભીની થઈ. 'આજ મારો ભભલો યાદ આવે છે. ઈ બચારો ક્યાં ખાતો હશે ને શુ કરતો હશે ?'

રૂપવતી નીચુ જોઈ ભાભાને હિંમત આપતા બોલી. 'બાપા, દુ:ખ શુ કામે કરો છો ? કાલ સવારે ઘેર આવશે.'

'કોણ બા, મારા બાપુ ?' કિરણે રૂપવતીનો ખભો પોતાના તરફ ખેંચીને પૂછ્યુ. કાનાભાભાને હિંમત આપનારી રૂપવતી સવાલ સાંભળીને મૂગી થઈ ગઈ. એકીટશે કિરણ સામે જોઈ રહી.

ઘડીભર વાતાવરણ ગમગીન બની ગયુ વાળુપાણી કરીને પરવાર્યાં ત્યા જશોદા, રાધા, રુકિમણી બધાં ઘેરો વળીને આવ્યા. 'ચાલો રૂપાબેન, કમીબેન, ગરબા લેવા.'

'એ ચાલો. કિરણ, તુ પડિતકાકા પાસે જઈશ કે દાદા સાથે સૂઈશ ?'

'ના, અમે તારી સાથે આવશુ'

'પણ અમને બહુ મોડુ થશે.'

'ભલે.' ભારે મોઢું કરીને કિરણે રૂપવતીનો હાથ પકડ્યો.

*

આર્યના-મદિરની પહાડી પર એકાવન કોડિયાની દીપમાળ પ્રગટી છે. ફરતી ફૂલવેલ ગૂથી છે. પોણીસો બહેનો કુડાળે ઊભી રહી. ફરતા માણસો જોવા-સાભળવા બેસી ગયા.

દીપમાળનો પ્રકાશ, ફૂલમાળની સુગધ અને લોકગીતનું મધુરુ ગાન મોડી રાત સુધી મારુતિ-વન ગુંજી રહ્યું.

'એક છાપરામાં રમકડાં, દાંતિયા, ચપ્પુ, સૂડી, તાળાં, હાથે બાંધેલી ચોપડીઓનું નાનકડું પ્રદર્શન ગોઠવ્યું હતું. એક વિભાગ ખાસ નાળિયેરીનો જ હતો. એમાં નાળિયેરીનાં પાંદડાં, ડીટાં, કાચલાં, છોડાં, છાલ, ગર્ભ, રસ, કૂચા, ભૂસાં એમ દરેકેદરેક અંગમાંથી કોપરેલ, સુગંધી તેલ, સાબુ, મીણબત્તી, સીંદરી, ચટાઈ, જાળ વગેરે જાતજાતની ચીજો બનતી હતી.

'આ જ પ્રકારના ઉદ્યોગો દરેક સ્થળે ચાલે છે?' રાજવાડેએ પ્રશ્ન કર્યો.

'ના. પ્રાંતોની ખાસિયત પ્રમાણેઃ દરેક પ્રાંતમાં અકેક મુખ્ય મથક રાખવામાં આવ્યું છે. બાકીનાં ગામડાંઓમાં નાનાં નાનાં અનેક છે.'

'હું મોટાં કારખાનાં પસંદ કરું છું.' રાજવાડેએ કહ્યું.

'મને નાનાં સારાં લાગે છે.' બાબુભાઈ બોલ્યા.

'કારણ?'

'ખોરાક, કપડાં, ખેતીનાં મોટાં સાધનો, મુખ્ય ઘરવખરી બને ત્યાં સુધી દરેક ગામડાએ, બહુ તો તાલુકાના મુખ્ય મથક સુધીમાં બનાવી લેવાં જોઈએ.'

'તો પછી જિલ્લા અને પ્રાંતિક મથકોનો શો ઉપયોગ?' રાજવાડેએ પ્રશ્ન કર્યો.

'મેં કહી તે સિવાયની દરેક ચીજો એ મોટાં કારખાનાં બનાવે.'

બાબુભાઈનો ઉત્તર સાંભળ્યા પહેલાં જ મનમાં રીસ ભરેલા રાજવાડે બોલ્યાઃ 'ખરું પૂછો તો મને જેલમાં પહેલા ખબર મળ્યા કે મજૂરોને શહેરો છોડી ગામડાંમાં જવાની સલાહ કોઈએ આપી છે, ત્યારે મને સજ્જડ આઘાત લાગેલો. મને થયું કે ખલ્લાસ હવે લડત બેસી જવાની. મેં મારા મિત્રના એક પત્રમાં પણ લખેલું કે જેણે

કામદારોને હડતાળ ટકાવવા વતનમાં પાછા ફરવાની અને ત્યાં જ કામ કરવાની સલાહ આપી છે, એણે દુશ્મનનું કામ કર્યું છે. કામદારોના જુસ્સાને એણે અજ્ઞાનપણે તોડી નાખ્યો છે.' વાત કરતાં સૌ કારખાનાંઓમાંથી બહાર નીકળી કાર્યાલય તરફ ચાલ્યાં. રાજવાડેએ આગળ ચલાવ્યું: 'હું કહું છું એની પાછળ સમજી કારણ છે. પકડાપકડી, સરઘસ, સભાઓ, લાઠીમાર વગેરેથી વાતાવરણમાં એક પ્રકારનો જુસ્સો આવે છે. એક પ્રકારની ગરમી જળવાઈ રહે છે અને એમાંથી વીરતા પ્રગટે છે.'

'એને હું વીરતા કે જાગ્રતિ કહેતો નથી. ઊલટું ત્યાં તોફાને ચડત અને સરકારને ફાવતું આવત. ભૂખે મરત અને થાકી જાત. અહીં શહેર કરતાં સુખ ઓછું નથી. ઊલટું વધારે છે. અને નાના નાના હાથ-ઉદ્યોગથી અનેક માણસોને રોજી મળે છે.'

'એ બાબતની તો આપણે ચર્ચા જ કરીએ તો સારું. આવી મનુષ્યશક્તિની નિરર્થક બરબાદી મારાથી તો સહન ન થઈ શકે. જડ યંત્રથી કામ થાય ત્યાં કિંમતી મનુષ્યશક્તિ રોકવી તે,

'આ તમારો કાયમી ઝઘડો છે.' રૂપવતીએ કહ્યું.

'હવે બીજી વાત કરો. બાબુભાઈ, આપણી બેઠક ક્યારે છે?'

'રાતે આઠ વાગે. પ્રાર્થના પછી તરત.'

'ઠીક ત્યારે, હું જાઉં છું.' રૂપવતી ગઈ રાધાકિસન વગેરે પોતપોતાના ઘર તરફ ગયા. રાજવાડે બાબુભાઈ પાસે બેસીને પત્રસંગ્રહ જોવા લાગ્યા.

*

હાથે ગૂંથેલી સુંવાળી સાદડીઓ ઉપર બાબુભાઈ, રાજવાડે, રૂપવતી, ગંગાધર શાસ્ત્રી, ગોપાળરાવ, રામસિંહ, રાધાકિસન, રામો વણકર, નાનુ પંડિત વગેરે બેઠાં હતાં. બાબુભાઈ સૌને પરિસ્થિતિનો ખ્યાલ આપતા હતા. સૌ એક ચિત્તે સાંભળી રહ્યાં હતાં.

'પહેલા બાર માસમાં સરકારે તનતોડ મહેનત કરી પણ કારી ન ફાવી. હડતાળ ન તૂટી. ઊલટી સજ્જડ થતી ગઈ: સામ, દામ, દંડ, ભેદ ચારે નીતિ અજમાવી જોઈ. છેલ્લા બે માસથી રેલ્વે, તાર, ટેપાલ અને છાપાંઓ પણ બંધ છે. શરૂઆતમાં લોકોને અગવડ પડી. પણ મોટર ખટારા, ભાડૂતી ને ખાનગી મોટરો ને વિમાનોને લીધે, માલ અને માણસોને જવા–આવવાનું, ટપાલ–વ્યવહાર બધું સરળ થઈ પડ્યું. છાપાંની અગવડ તો જણાઈ જ નહિ. તાલુકે તાલુકે હસ્તપત્રિકાઓ નીકળે છે અને ગામોગામ હાથોહાથ વહેંચે છે. પ્રાંતોના સમાચારની અરસપરસ જાણ થાય માટે એક સમગ્ર હિંદનું સમાચારપત્ર હાથપ્રેસમાં કાઢીએ છીએ. કિસાનો બળ્યા છે ત્યારથી લડતનો વેગ બમણો વધ્યો છે. ફુરસદના વખતમાં ખેડૂતો ધંધો શીખે છે અને કામ કરે છે. આશ્ચર્ય તો એ છે કે જે ગામડિયા પોતાના આંગણામાં જામતો કીચડ સાફ નહોતા કરતા અને ગંધાતા ઉકરડામાં સડતા હતા તેઓ ઉદ્યમી થતાં વહેલા ઊઠી હાથમાં પાવડા, કોદાળા અને ટોપલા સાવરણા લઈ ગામ સાફ કરે છે.'

'હોય નહિ ?' રૂપવતી નવાઈથી બોલી.

'તમે જોશો ત્યારે ખબર પડશે. હજી ગાયો એક સ્થળે રાખવાનું અને બળદ ખેતરમાં રાખવાનું પૂરેપૂરું લોકો સમજ્યા નથી. ધીરે ધીરે સમજતા જાય છે. પણ એ થશે ત્યારે તો ગામમાં રોગના પચાસ ટકા ઓછા થઈ જશે.'

'આપણા હાથમાં સત્તા આવે એટલે સીધા દોર.' રાજવાડે બોલી ઊઠ્યા.

'ના, માત્ર સત્તાથી આવાં કામ થતાં નથી. એમાં કાયદા કરતા પ્રેમભરી સમજાવટની ખરી જરૂર છે.'

'કોર્ટોના ત્યાગનું કેમ છે?' રાજવાડેએ પૂછ્યું.

'કચેરી નામની થઈ ગઈ છે. કામમાંથી નવરા પડે ત્યારે

'હું મારી જાતને બાદ કરતો જ નથી. મારી ખાતરી થઈ ગઈ છે કે મહેનતુ વર્ગ જેટલાં સંપ, ક્રિયાશક્તિ અને સ્વાર્પણ મારા જેવા બુદ્ધિજીવીઓમાં નથી જ.'

'માટે તો શિવાજી મહારાજે મરાઠા અને માવળા લોકોને એકઠા કરેલા.' ગંગાધર શાસ્ત્રીએ ટેકો આપ્યો.

'કલકત્તાનું બારું ગમે તે ભોગે બંધ થવું જ જોઈએ.' રૂપવતી બોલી.

'ત્યાં કેટલાક મલબાર કાંઠાના મોપલા છે. અને ચટ્ગાંવના મુસ્લિમો છે.'

'એમને સમજાવટની જરૂર છે.'

'સમજાવવા કોણ જાય? રૂપવતીએ સવાલ કર્યો.

'રાજવાડે, તમે અને નાનુ.' બાબુભાઈએ નક્કી કરી

સંધ્યાના પલટાતા રંગો સમુદ્રના પાણીમાં વિવિધ રંગોળી પૂરી રહ્યા છે. દિવસભરનો થાક ઉતારવા માળા તરફ જતાં પંખીઓ ઉતાવળી પાંખે સરસરાટ વહ્યાં જાય છે. આસપાસ માઇલોમાં નજર પહોંચે ત્યાં સુધી પથરાયેલી નાનીમોટી પહાડીઓ અને જંગલ, આથમતી સંધ્યાના અવનવા સ્વાંગ સજીને વાતાવરણમાં અનેરો ઉજાસ અને પ્રસન્નતા ભરી રહ્યાં છે.

આવે સુંદર સમયે નાનીમોટી મંડળીઓમાં ટેકરી પર ચડીને, નાનાંમોટાં પાંચ હજાર માનવીઓ, સફેદ ચોકથી પાડેલા જાડા પટ્ટા પર આવીને હારબંધ બેસવા લાગ્યાં.

સાડા સાતમાં પાંચ મિનિટ બાકી રહી ત્યારે બાપુભાઈ, રાજવાડે અને રૂપવતી સાથે વાતો કરતાં આવી પહોંચ્યાં. સામેની હારમાં બેઠાં. સંગીતાચાર્ય ગણેશ શાસ્ત્રીએ મધુર ફરી દિલરુબા સાથે

જિન આંખિનમેં નિંદ ઘનેરી, તકિયા ઓર બિછૌના ક્યા રે
કહે કબીર પ્રેમકે મારગ, સીસ દિયા તબ રોના ક્યા રે

ભજન અને ધૂન પૂરી થતાં બાબુભાઈએ ધીર, ગંભીર અવાજે, છેવટનો જણ સાંભળે એ રીતે ઊંચા અવાજે બાજઠ પર બેસીને પ્રવચન શરૂ કર્યું:

'કબીર સાહેબ કહે છે કે પ્રાણીમાત્ર સાથે સમભાવ કેળવતાં, જેણે પોતાની જાતનું અભિમાન મૂક્યું છે તેને પછી પસ્તાવાનો કે રડવાનો પ્રશ્ન જ રહેતો નથી. તુકારામ બુવા પણ એ જ વાત કહે છે. જે અપંગ છે, અસહાય છે, અનાથ છે, એને જે પોતાનાં ગણે છે એ જ સાચો સંત છે. એના હૃદયમાં ઈશ્વરનો વાસ છે. હરિનો મારગ શૂરાનો કહ્યો છે. સર્વ પ્રાણી પ્રત્યે સમાનતા રાખવા જતા ધન, દોલત, પુત્ર, સ્ત્રી અને પોતાની જાતનો પણ ભોગ આપવો પડે છે એ શૂરવીરનું કામ છે.

'ગઈકાલે નાનુએ કવિવર રવીન્દ્રનાથની જે કથા વાંચી હતી તેમા પણ એ જ વીરતાના ગુણ ગાયા છે. લડાઈમા રણ-શીંગા ફુંકાતા હોય, ઢોલ-તાસા અને ત્રાંબાળુના કાન ફાડી નાખે તેવા-માણસને ગાંડો કરી મૂકે તેવા-અવાજ સંભળાતા હોય તે વખતે મસ્તીમાં આવી જઈને મેદાને પડે, દુશ્મનોને કાપતો કાપતો મરી જાય તેના કરતા અનેકગણો બહાદુર એ કોશલનરેશ હતો. એક ખાનદાન માણસની પ્રમાણિકતા ખાતર પોતાનું માથું ઉતારી આપવા તૈયાર થનાર કોશલરાજ ખરો ક્ષત્રિય ગણાય એવી ક્ષત્રિય-વટથી સામો માણસ મરતો નથી પણ મહાન બને છે

'નિરભિમાની, નિઃસ્વાર્થી માણસનું સ્વાર્પણ પોતાનુ અને સામાનું બન્નેનુ કલ્યાણ કરે છે જ્યારે અભિમાની વટની ખાતર મરી જનાર પ્રાણત્યાગ કરવા છતાં પોતાનું કે સામાનું ભલું કરી શકતો નથી. એના બે સચોટ ઉદાહરણ મને અત્યારે યાદ આવે છે.

પોકારેલા અસહકારને, ગ્રામઉદ્યોગ-મથકો ટકાવી રાખે છે. તેથી એવા સઘળાં મથકો ગેરકાયદે ઠરાવવાનો સરકાર ઠરાવ કરે છે અને ચાર કલાકમા મથક ખાલી કરી જવા ફરમાવે છે.'

બાબુભાઈ વાંચીને સ્તબ્ધ બન્યા 'ઠીક, હું મારા સાથીઓને ખબર આપી દઉ છુ'

અમલદારે ઘડિયાળ કાઢીને કહ્યું 'સાડા આઠ વાગ્યા છે. સાડા બારે અહીં એક પણ માણુસ ન રહેલો જોઈએ' સલામ કરીને મોટર માલવણ તરફ હાંકી મૂકી

પ્રાર્થનામાથી પાછાં ફરીને હજી સૌ પૂરાં ઘેર પહોંચ્યા નથી. કોઈ ખાટલો ઢાળીને આડા પડવાનો વિચાર કરે છે, કોઈ ઝાડ નીચે શિલા પર બેસીને 'કહત કબીર પેમકે મારગ, શીસ દિયા તબ રોના ક્યા રે' લલકારે છે

'માલવપતિ મુંજ હાથીને પગે બંધાઈને હસતો હસતો મરે છે છતાં તૈલપના દિલમાં રજમાત્ર પ્રેમ કે પશ્ચાતાપની ભાવના પ્રગટાવી શક્યો નથી, જ્યારે ગ્રામસેવક મઘ પોતાના નિર્દોષ સાથીઓ સાથે હાથીને પગે કચરાવા તૈયાર થાય છે ત્યારે હાથી એમના ઉપર પગ મૂકતો નથી. મઘ પોતાના મનમાં રાજા પ્રત્યે પણ મૈત્રીભાવ રાખે છે. રાજાનું હૃદય પીગળે છે અને મઘને ચરણે નમે છે.

'આપણું ધર્મયુદ્ધ એક આવી જ અહિંસાની કસોટી છે. દુશ્મન પ્રત્યે પણ પ્રેમભાવ રાખી જગતમાં શાંતિ અને સાચા સુખની સ્થાપના અર્થે આપણા સર્વસ્વનો ભોગ આપવાની તૈયારીમાં જ આપણો વિજય છે, સત્યનો વિજય છે, અહિંસાનો-પ્રેમનો વિજય છે.'

પ્રવચન પૂરું થયું. એક પછી એક હારો પાછળથી ઊઠીને ઊભી થઈ. ધીરે ધીરે સૌ વીખરાયાં.

રૂપવતી સાથે વાતો કરતા બાબુભાઈ પહાડી ઊતરવા લાગ્યા. એમના ચહેરા પર હમેશ કરતાં આજે વધારે ગંભીરતા જણાતી હતી.

ટેકરી ઊતરીને સડક પર આવ્યા ત્યાં બાબુભાઈએ આલવણ તરફથી મોટર આવતી જોઈ. પોતે સડક પર જ ઊભા રહ્યા. 'ઠીક હું જાઉં છું' કહીને રૂપવતી ઘેર ગઈ. બાબુભાઈને ઊભેલા જોઈ મોટરની રાહમાં બે-પાંચ જણ બીજા પણ ઊભા રહ્યા. મોટર આવી. બાબુભાઈ બાજુએ ખસ્યા. મોટરમાંથી બે-ત્રણ અંગ્રેજ અમલદારો ઊતર્યા. ઉઘાડે શરીરે પચિયાભર ઊભેલા બાબુભાઈ સામે જોઈને પૂછ્યું: 'મિ. પંડિત ક્યાં મળશે?'

'હું પોતે જ પંડિત.'

અમલદારે કાગળ હાથમાં મૂક્યો. બાબુભાઈએ ત્યાં જ વાંચ્યો. 'બ્રિટિશ સલ્તનતની હસ્તી ટાળવાના હેતુથી મજૂર મહાસભાએ

પોકારેલા અસહકારને, આમઉદ્યોગ-મથકો ટકાવી રાખે છે. તેથી એવાં સઘળાં મથકો ગેરકાયદે ઠરાવવાનો સરકાર ઠરાવ કરે છે. અને ચાર કલાકમાં મથક ખાલી કરી જવા ફરમાવે છે.'

બાબુભાઈ વાંચીને સ્તબ્ધ બન્યા 'ઠીક, હું મારા સાથીઓને ખબર આપી દઉં છું.'

અમલદારે ઘડિયાળ કાઢીને કહ્યું: 'સાડા આઠ વાગ્યા છે. સાડા બારે અહીં એક પણ માણસ ન રહેવો જોઈએ.' સલામ કરીને મોટર માલવણ તરફ હાંકી મૂકી.

પ્રાર્થનામાંથી પાછા ફરીને હજી સૌ પૂગાં ઘેર પહોચ્યાં નથી. કોઈ ખાટલો ઢાળીને આડા પડવાનો વિચાર કરે છે, કોઈ ઝાડ નીચે શિલા પર બેસીને 'કહત કબીર પ્રેમકે મારગ, સીસ દિયા તબ રોના કયા રે' લલકારે છે.

એમાં ટણણ, ટણણ, ટણણ, કારખાનાનો ઘંટ જોસભેર વાગવા લાગ્યો. સાંભળીને રસ્તામાં હતાં તે પાછાં ફર્યાં. ખાટલો ઢાળતાં હતાં તે ખાટલો મૂકીને ચાલ્યા ભજન-લલકારના રંગમાં ભંગ પડ્યો. દસ-પંદર મિનિટમાં સૌ પ્રાર્થનાની પહાડી પર આવી પહોંચ્યા. બેસવાનું કહેતાં બેઠાં. મોટર જોનારની વાતો ઉપરથી અનેક તર્કકુતર્ક કરતાં, ભય અને આશ્ચર્યની મિશ્રિત લાગણી સાથે નીચે બેઠાં.

બાબુભાઈએ હુકમ વાંચી સંભળાવ્યો. પછી કહ્યું:

'મેં તમને અનેક વાર વાત કરેલી છે કે આપણે સૌ ભરદરિયે તોફાને ચડેલા વહાણમાં બેઠેલાં મુસાફરો છીએ, આપણે એક મહાયુદ્ધના મેદાનમાં પડેલા સિપાઈઓ છીએ, અહિંસક હોવા છતાં આ એક જોખમભર્યું સમરાંગણ છે. આજે આપણે જે વસ્તુનું સ્મરણ કર્યું, તેની કસોટી કરવા ધાર્યું હોય તેમ, ઈશ્વરે આ હુકમ મોકલી આપ્યો છે. આપણા હૃદયમાં જૂરું કરનાર

પર પણ પ્રેમભાવ રાખી, શુદ્ધ સ્વાર્પણના પંથને દીપાવવામાં—ખુદાને નામે વધાવી લેવામાં, આપણું અને જગતનું ભલું છે.

'મુમ્બઈમાં મારુતિસંસ્થાન ખાલી કરી નાખવાનું સમજાવનાર એનો એ હું, આજે અહીં ઊભેલાં, આબાલ વૃદ્ધ સૌને આ સ્થાન મરણપર્યંત ન છોડવા વિનતિ કરું છું. જેલનો, મારનો, મોતનો જેમને ડર લાગતો હોય તેમણે ચાર કલાકની અંદર અહીંથી ચાલ્યા જવું. જેમને રહેવું હોય તેમણે જમી–પરવારી, શાંતિપૂર્વક પોતપોતાના મકાનમાં અથવા અહીં પ્રાર્થના–સ્થાનમાં બેસી જે પ્રસંગ આવે તેની રાહ જોવી. અને ગમે તેવી આકરી કસોટીમાંથી પરમ કૃપાળુ પરમાત્મા પાર ઉતારે તેવી પ્રાર્થના કરવી.

## ૪૧

ઝરાના ખળખળાટ સાથે તમરાનો ત્રમ ત્રમ અવાજ સંભળાય છે. ઘુવડ અને ચિબરીના ચિત્કાર વાતાવરણમાં ભીષણતા પ્રસારી રહ્યા છે. શિયાળનાં રુદન એમાં ઉમેરો કરે છે. કાળી મધ-રાત સમસમી રહી છે. પ્રાર્થના–મંદિરની ટેકરી પર લગભગ બે હજાર માણસો શાંત થઈને બેઠાં છે બાબુભાઈ ' મંગળપ્રભાત ' વાંચી સમજાવે છે.

એ વખતે ઘરઘરાટ અવાજ સંભળાયો. આકાશના તારાઓ-ની તેજસ્વીતાને ઢાંકતું, ભૂખ્યા ગીધ જેવું એક વિમાન આવતું જણાયું. સૌએ ઊંચે જોયું ફરી ઘરઘરાટ સંભળાયો બીજું વિમાન જણાયું બીજાની ઉપર નજર જાય ત્યાં ત્રીજું દેખાયું. સૌની આંખો અને કાન વિમાન તરફ વળ્યાં. જોતજોતામાં ત્રણે વિમાન સહેજ નીચે આવ્યાં અને જોસભેર ચક્કર લેવા લાગ્યાં. નીચે કેટલા માણસો છે ? સાજાં–માંદાં, બાળ, બુઢ્ઢા–કશો વિચાર ન કરતાં વિમાનમાથી બોંબમારો શરૂ થયો. એક બોમ્બ કારખાના પર પડતાંજ કારખાનું પહેલે ધડાકે ઊડી ગયું.

પ્રાર્થના–મંદિરની પહાડી પર ફાનસનું નિશાન તાકીને બોંબ ફેંકાયા. કારખાનાના ઊડવાનો ધડાકો થતાં જ સૌનાં દિલ ધડકવા લાગ્યાં. બાબુભાઈ નજર જમીન પર ઠેરવી ઈશ્વરસ્મરણમાં મગ્ન બન્યા. પાસે બેઠેલ રૂપવતીએ બલભદ્ર અને કિરણના ચહેરાને નજર સામેથી દૂર કરવા પ્રયત્ન કર્યો ત્યા એક સામટા બોંમ પડવા લાગ્યા. બેઠેલાં સૌને ઉડાડીને ફેંકી દીધાં.

માળાઓમાં ફડફડાટ કરીને જાગી ઊઠેલાં પંખીઓની કારમી ચીસો, ગીધ અને શિયાળના બીભત્સ અવાજ, ઘાયલ થયેલાંની કરુણ બૂમોથી મનોહર મારુતિ-વન ભયાનક કબ્રસ્તાન બની ગયું.

અડધી કલાકમા માણુસો, મકાનો અને કારખાનાંઓને તારાજ કરી ત્રણે વિમાન ચાલ્યાં ગયાં.

વિમાનનો ઘરઘરાટ બંધ થતાં 'જ્ઞાનબા તુકારામ'ની ધૂનના હવામાં ગુંજી રહેલા ધર્મવીરોના છેલ્લા સૂર, વાતાવરણની અપવિત્રતાને દૂર કરવા લાગ્યા.

*

વિમાનોના ઘરઘરાટે જગાડી દીધેલું માલવણુ અધરાતથી જાગતું હતું. વિમાનોને પાછાં ફરતા જોયાં એટલે ગંગાધર શાસ્ત્રી ઊઠ્યા. માથે ટોપી મૂકી, સાઈકલનાં પૈડાંમાં પવન જોયો, બત્તી કરી. કાનાભાભા ખાટલામાં બેઠા થયા.

સેંકડો માણસો રસ્તા પર ટેકરીની બાજુમાં પડ્યાં છે. પાંચ-દસ જણ તદ્દન સાજાં રહી ગયાં છે ને બને તેટલાને પાણી પાઈ શુદ્ધિમાં લાવી પાટા બાંધે છે અને લોહી વહેતું બંધ કરવા પ્રયત્ન કરે છે.

ગંગાધર શાસ્ત્રી સાઈકલ ઝાડે ટેકવી, હાથબત્તી લઈ આગળ આવ્યા. બત્તીનો પ્રકાશ ફેંકતાં જ સામે મુડદાનો ગંજ દેખાયો! શાસ્ત્રીને જોતા જ પેલા લોકો દોડ્યાં આવ્યાં. ટૂંકમાં વાત કરી.

## ૪૧

દેશભરમાં હાહાકાર થઈ ગયો. રાષ્ટ્રીય મહાસભાના મંત્રીમંડળે સરકારને આખરી ચેતવણી આપતો અને સમગ્ર દેશને મજૂર સંઘની લડતમાં હોમાઈ જવાનો આદેશ આપ્યો.

એક છેડાથી બીજા છેડા સુધી આખો દેશ ખળભળી ઊઠયો. વારંવારની સમજાવટથી જે નહોતું બન્યું તે કોઈ ચમત્કાર થાય તેમ બન્યું. કલકત્તા–કરાચીની ગોદીઓ સૂની પડી. વિશાળ ખંડ જેવડા હિંદની અડતાળીશ હજાર માઈલની રેલ્વેના પાટા ઝાંઝવાના નીરની જેમ એકલા ચમકતા રહ્યા. સ્ટેશનો ઉજ્જડ બન્યા. સ્ટેશનમાસ્તરો ને સાંધાવાળા પોતાને વતન જઈ વસ્યા. તાર–ટેલિફોનનાં દોરડાંમાં ખાલી પવન ફૂંકાવા લાગ્યો. ટપાલીઓનાં ખાખી લૂગડાં ને લાલ ફેંટા પ્રાતઃકાળે દર્શન દેતા અદશ્ય બન્યાં.

અને પોલીસ સિપાઈઓએ નિર્દોષ લોકો ઉપર ગોળીબાર કરવા કરતાં પોતે ગોળી ખાવાનું પસંદ કર્યું.

દુનિયાભરમાં આ અદ્‌ભુત હડતાળના સમાચાર પહોંચ્યા.

વાંચીને જગત કંપી ઊઠયું.

એક અમેરિકન પત્રે લખ્યું: ' જર્મનયુદ્ધના પ્રલયકારી સંહારથી જગત નહોતું થથર્યું એટલું માત્ર છસો–સાતસો માણસોનાં મૂંગાં સ્વાર્પણથી ધ્રૂજી ઊઠયું. આવું અપૂર્વ બલિદાન જગતઇતિહાસે નોંધ્યું નથી. '

જાપાનીસ પત્રકારે હૂબહૂ ખ્યાલ આપતા રોમાંચક વર્ણન

સાથે લખ્યુ: '૧૯૧૭માં રશિયન વિપ્લવથી જગત જેટલું ભયભીત નહોતું બન્યું તેટલું ઇગ્લાંડના આ કરપીણુ કૃત્યથી બન્યું છે.'

ખુદ ઇંગ્લાંડના કામદારોએ વિરોધી દેખાવો કર્યા અને હડતાળો પાડી. હિંદ, ઈંગ્લાંડ અને દેશવિદેશમાંથી વડાપ્રધાન અને પાર્લામેન્ટ ઉપર ધિક્કારના તાર છૂટયા અને વહેલી તકે આ ગંભીર ગુનાનું પ્રાયશ્ચિત્ત કરવા આગ્રહ કર્યો.

અઠવાડિયામાં દુનિયા ડોલી ઊઠી.

કદી ન મૂંઝાનારા બ્રિટિશ મુત્સદ્દીઓ મૂઝવણમાં પડયા. હિંદી પ્રધાન, પરદેશખાતાના પ્રધાન સાથે હિંદ આવવા ઊપડયા.

મંત્રીઓ હવાઈ જહાજમાં કરાંચી ઊતર્યા. વાઇસરોયના મંત્રીએ તેમનો સત્કાર કર્યો. કરાંચી શહેર ઉજ્જડ હતું. છાવણીમાં શીખ, મરાઠા, ગુરખા પલટણો ઊંડી બેદિલીથી જડાઈ રહી હતી. પૂનાની છાવણીમાં પડેલા ભંગાણના ખબરથી સૈનિકો ઊંચાનીચા થઈ રહ્યા હતા.

પરદેશી મંત્રીઓ સિંધનાં ગામડાં જોતા ચાલ્યા. સિંધુ નદીના હરિયાળા કિનારા સૂના પડયા હતા. ખેતરોમાં લહેરો લેતા મોલ ઊભા સુકાતા હતા, પણ એના કોઈ લણનાર ન હતા. ગામડાંમાં અંદર જઈને જોયું તો લોકો ઊન કાંતે છે, ધાબળા વણે છે, ધુધીઓ ને રંગ ઘૂટે છે, ઘેટાંની ઝોકો સાફ કરે છે.

વાઇસરોયના મંત્રીએ એક જણને પૂછ્યું: 'ક્યોં, તુમ લોગ ખેતમે ક્યોં નહીં જાતે!'

'હમારી મરજી.'

'તુમ લોગ મહેસૂલ દિયા?'

'મહેસૂલ નહીં ભરેંગે. સરકાર બડી બદમાશ હૈ. હમારે મિલપુર મથકકો તોપસે ઉડા દિયા, કિતને આદમી મર ગયે!'

'મિલપુરવાલોંને દંગા કિયા થા ઔર સરકાર સાથ લડાઈ કી થી. તુમ લોગોંકો કોઈ કુછ નહીં કરેગા.'

'હમ ભી લડાઈમેં હૈ. હમે અંગરેજોંકા રાજ નહીં ચાહિયે.'

'તો ક્યા હિંદુઓંકા મંગતા હૈ!' હિંદી પ્રધાને પૂછ્યું.

'હિંદુ-મુસલમાન સબ એક હો ગયે હૈં. ગરીબીમેં એસી કોઈ જુદાઈ નહિ.'

કરાંચીથી મુંબઈ સુધી મંત્રીઓ ખાસ ટ્રેનમાં નીકળ્યા. એક એન્જિન, એક ડબ્બો અને એક સલૂન. હૈદરાબાદ છોડીને થરપારકરના રણમાં પસાર થતાં લુણી જંકશન સુધી આજે જેમ રેતીના ડુંગર, ઉજ્જડ પ્રદેશ, રડયા-ખડયા ઉનારુવાળાં સ્ટેશનો જણાય છે તેમ મારવાડ જંકશનથી મુંબઈ સુધી આબુ રોડ, મહેસાણા, અમદાવાદ, વડોદરા અને સુરત જેવાં સ્ટેશનો પર બે-ચાર ટોપાવાળા માસ્તરો અને ચાર-પાંચ લશ્કરી સિપાઈ આંટા દેતા નજરે પડયા. જગતભરના લાંબામાં લાંબા, સાબરમતીથી મણિનગર સુધી આઠ માઈલમાં પથરાયેલા અમદાવાદ સ્ટેશનમાં કબૂતર, ચકલાં અને ખિસકોલીના અવાજ સંભળાયા.

જૂની વાર્તાની ઉજ્જન નગરીની બધી ય બજારો રાક્ષસના ત્રાસથી, ધોળે દિવસે ઉઘાડી પડી રહે અને વેચનાર કે ખરીદનાર વિના ખાવા ધાય, તેમ બે હજાર માઈલ લાંબા-પહોળા ભારતનગરનાં બજારો સૂનાં પડ્યાં છે અને બ્રિટિશ સામ્રાજ્યના સર્વભક્ષી સ્વાર્થના મહારાક્ષસનો ઘોર અવાજ એક છેડાથી બીજા છેડા સુધી સંભળાય છે.

રાજાઓ, જમીનદારો, મિલમાલેકો અને કારખાનદારોની સભા દિલ્હીમા મળી. હિંદી પ્રધાને યુક્તિભર્યું, વિવેકપૂર્ણ દિલસોજી દેખાડતું, ચાલુ પરિસ્થિતિ પર વ્યાખ્યાન આપ્યુ.

પછી પ્રમુખની આજ્ઞા લઈ એક પછી એક અન્ય વક્તાઓ બોલવા લાગ્યા. મૈસુરના પ્રધાને સ્પષ્ટ ભાષામાં કહ્યું: 'સેનાપતિના હાથમાં હિંદ સોંપીને બ્રિટિશ સરકારે ગંભીર ભૂલ કરી છે.'

એના ટેકામાં ઇંદોર–નરેશે પોતે જણાવ્યું: 'અમને આજે અંગ્રેજી રાજ્યની ન્યાયવૃત્તિમાં રતિભાર વિશ્વાસ રહ્યો નથી. તદ્દન નિર્દોષ પોતાની મેળે રોટલો રળી ખાતા માણસોને, મધરાતે આટલી ક્રૂર રીતે મારવાની શી જરૂર હતી? મને ખબર મળ્યા ત્યારે હું કંપી ઊઠ્યો. મારા મનમાં થયું કે હવે અંગ્રેજી રાજ્યનું પાપ ભરાઈ ચૂક્યુ.'

મિલમાલિક મંડળના પ્રમુખ શેઠ. મનોરદાસે ઊભા થઈ નાનકડું વ્યાખ્યાન આપ્યું અને છેવટે કહ્યું:

'અમારું મૂડીદારોનું રક્ષણ કરવાના બહાના હેઠળ, અમારા જ પૈસાથી પોતાના સૈનિકો, અમારા નિર્દોષ ભાઈ બેનો અને કુમળાં બાળકો ઉપર આવો હીચકારો હુમલો કરી કાળો કેર વર્તાવશે એવી અમને કલ્પના સરખી હોત તો અમે પહેલેથી જ મજૂરોના હક્ક માન્ય રાખ્યા હોત. આ અમાનુષી અત્યાચાર અમારાથી જોયા જતા નથી.'

માલવણુથી ૭ માઇલ દૂર, શહીદોના પુનિત રુધિરથી પવિત્ર થયેલા સ્થળે, દૂધિયો મહાસાગર ફરી વળે તેમ, પાંચ હજાર રાવટીઓ પડી ગઈ. ખાદીનગરના કોટ-કાંગરા અને ભવ્ય દરવાજા કોઈ ઈંદ્રજાળની માફક ખડા થઈ ગયા. સેંકડો, હજારો નહિ પણ લાખ્ખોની મેદની મળી. શહેરી અને ગામડિયા, ભણેલા ને અભણ, બુઢ્ઢાં અને બાળકો, સ્ત્રી અને પુરુષો સૌ ઊમટી પડ્યાં.

અખિલ ભારત મજૂર મહાસભાનું ખાસ અધિવેશન, માલવણુથી ૭ માઇલ પર આવેલા મારુતિ-વનમા ખાસ ઊભા કરેલા મઽપમાં ભરાયું હતું. પ્રમુખપદે દરેક પ્રાંતે એકમતે ઠાકોર બલભદ્રને ચૂંટી કાઢ્યા હતા.

## ૪૨

માલવણથી ૭ માઇલ દૂર, શહીદોના પુનિત રુધિરથી પવિત્ર થયેલા સ્થળે, દૂધિયો મહાસાગર ફરી વળે તેમ, પાંચ હજાર રાવટીઓ પડી ગઈ ખાદીનગરના કોટ-કાંગરા અને ભવ્ય દરવાજા કોઈ ઈંદ્રજાળની માફક ખડા થઈ ગયા. સેંકડો, હજારો નહિ પણ લાખ્ખોની મેદની મળી. શહેરી અને ગામડિયા, ભણેલા ને અભણ, બુઢ્ઢાં અને બાળકો, સ્ત્રી અને પુરુષો સૌ ઊમટી પડ્યાં.

અખિલ ભારત મજૂર મહાસભાનું ખાસ અધિવેશન, માલવણથી ૭ માઇલ પર આવેલા મારુતિ–વનમાં ખાસ ઊભા 'કરેલા મડપમા ભરાયું હતું. પ્રમુખપદે દરેક પ્રાંતે એકમતે ઠાકોર બલ-

'અને એ જ પ્રેમના જોરે, એ જ સ્વાર્પણની ભાવનાથી, એ જ સત્યાગ્રહના પંથે, અમે હિંદના કામદારોની જ નહિ પણ જગતના કિસાનો અને મહેનતુ-વર્ગ-માત્રની, દલિત અને પછાત મનાતા તમામ વર્ગની, આર્થિક, ધાર્મિક, રાજકીય અને સામાજિક એમ વિવિધ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીશું એવો અમને સંપૂર્ણ ઇતબાર છે. કોઇના મનમાં શંકા થશે કે અહિંસા ધાર્મિક અને નરમ વસ્તુ છે. આનો જવાબ હું અહિંસાના સમર્થ આચાર્યના શબ્દોમાં આપીશ. અહિંસાનો પ્રયોગ બરાબર સમજીને કરવામાં આવે તો એ બહુ જ વેગવાન અને જલદ શક્તિ થઈ પડે છે. હિંસક માણસની પ્રવૃત્તિ ચાલતી હોય ત્યારે નરી આંખે જોઈ શકાય છે. પણ એ પ્રવૃત્તિ હમેશાં ક્ષણિક હોય છે. ઇટાલિયનોએ એબિસીનિયાનો ઘાણ કાઢી નાખ્યો એના કરતાં વધારે નરી આંખે દેખાનારી વસ્તુ કઈ હોઈ શકે? ત્યાં મોટી હિંસાની સામે નાની હિંસાનો સામનો હતો પણ જો એબિસીનિયનો રણક્ષેત્રમાંથી ખસી ગયા હોત ને અહિંસક રહીને પોતાની કતલ થઈ જવા દીધી હોત

'જગતની કાયમી શાંતિ અર્થે, જગતના સર્વ જીવોના કલ્યાણ માટે, આ એક જ માર્ગ છે. બીજો નથી નથી તે નથી જ.

'અંતમાં અહિંસાના એ મહાન પેગંબરે ઉચ્ચારેલું અમર વચન ટાંકીનું હું મારું કથન પૂર્ણ કરીશઃ

''અહિંસા બ્રહ્માસ્ત્ર છે, તેને પહોચી વળે તેવું એક પણ શસ્ત્ર વિધિએ આજ લગી ઘડયું નથી–ઘડી શકશે નહિ.''

વ્યાખ્યાન પૂરું કરીને બલભદ્ર નીચે ઊતરવા જતો હતો ત્યાં વયોવૃદ્ધ રાષ્ટ્રપતિ યુવાનની માફક કૂદીને આગળ આવ્યા, અને બલભદ્ર સાથે હાથ મિલાવી અભિનંદન આપ્યાં. ને તેમણે કહ્યું: 'એક સાધારણ ગામડિયો આપઅક્કલથી, કોઈ પણ જાતની બાહ્ય ઉપાધિ મેળવ્યા વિના, હૈયા–ઉકલતથી અને ગરીબો પ્રત્યેના પ્રેમ-થી આવડી મોટી લડત લડીને જીત મેળવી તે એક અદ્દભુત વસ્તુ છે અને હિંદના કરોડો અભણ ગામડિયા માટે એક ઊજળા દષ્ટાન્તરૂપ છે ધારે તો દરેક હિંદી પોતાના પુરુષાર્થથી બલભદ્ર ઠાકોર બની શકે છે.'

બલભદ્રનું હૈયું ભરાઈ આવ્યું. કિરણને છાતી સરસો ચાંપી દીધો અને ચોધાર આંસુથી એનું માથું ભીંજવી દીધું.

*

ઝીંઝુડાની નિશાળના ચોગાનમાં લીમડા નીચે, રાતને પહેલે પહોરે ફાનસ મૂકીને માસ્તર, છાપું વાંચે છે. દરબાર, શેઠ, પટેલ, ગોરદાદા અને કોળીવાડના તથા ગામના થોડા જુવાનો સાંભળે છે. મજૂર મહાસભાની ખાસ બેઠકનાં વર્ણનો, છબીઓથી છાપાં ઊભરાઈ ગયાં છે.

બલભદ્રની છબી જોઈને પટેલ બોલ્યા: 'આ ભલભો, નહિ!'

'હા, મજૂરોના ભલા ખાતર કાળું પાણી વેઠ્યું.'

'ગાંધીથી વધ્યો, બીજું શું?' પટેલ હરખમાં આવી ગયા.

'ઈ તો ભાઈ ગરપે ચેલા આગળા.' ગોરદાદા બોલ્યા.

# નવાં પુસ્તકો

જનને ગોખે નિરંજન વર્મા
જયમલ્લ પરમાર ૩–૮
જીવનશિલ્પીઓ ,, ૨–૮
ખંડિત કલેવરો ,, ૩–૦
વગડામાં વસનારા ,, ૦–૧૦
પ્રેમી પંખીડાં ,, ,,
આંગણાંના શણગાર ,, ,,
ઊડતાં સાગી ,, ,,
કંઠે સોહામણાં ,, ,,
રૂપરૂપના અંબાર ,, ,,
પશમી અને બીજી વાતો.
સ્વ હરજીવન સોમૈયા ૨–૮
રવિવંદના ૨–૮
રોધને અંતે લાભુબેન મહેતા ૨–૦
પુરુષાર્થની પ્રતિમાઓ ચંદ્રભાઇ ૨–૪
શંકરાચાર્ય (ન આ.) સોમૈયા ૦–૮
પ્રવાસપત્રો ,, રા ના પાઠક ૦–૧૨
ચીપલાં ,, મોહન ઠક્કર ૦–૬
ચતુરદોરી ઈન્દુલાલ ગાંધી ૦–૬
જીવનના વહેણો ૨ છો. પરીખ ૩–૦
પશ્ચિમનાં સમરાંગણે હ. સૌ. ૩–૦
એ વિચારધારા દર્શક ૨–૧૨
પરિભ્રમણ ઝવેરચંદ મેઘાણી ૩–૮
રવીન્દ્રવીણા ,, ૨–૮
સાબેલાના સૂર ,, ૨–૮
'રંગ છે બારોટ!' ,, ૩–૦
માણસાઈના દીવા ,, ૨–૮
સંત દેવીદાસ ,, ૧–૦
લખચોરાસી પન્નાલાલ પટેલ ૩–૦
પ્રાચીના ઉમાશંકર જોષી ૨–૮
આલોચના રા વિ પાઠક ૩–૮
સાહિત્યવિહાર અનંતરાય રાવળ ૩–૦
દીપનિર્વાણ 'દર્શક' ૩–૪
દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ
પ્રાણશંકર જોષી ૩–૮
દેવાનો છેલ્લો ધૂંટડો ભૂપતરાય દવે ૨–૦
હઠીલાં દર્દો ,, ૧–૮
દૂધ કાંતિલાલ શાહ ૨–૦
સાહિત્ય અને પ્રગતિ ભા. ૨ ૩–૦
સત્તાવન નગીનદાસ પારેખ ૨–૮
વરદાન સુરેશ ગાંધી ૨–૦
દર્શની અને યાત્રી દુર્ગેશ શુકલ ૨–૦
મહોબતને માંડવે કરસનદાસ ૧–૦
પરિવર્તન પીતાંબર પટેલ ૪–૦
વિલોપન ઝ. મેઘાણી ૩–૦
તુલસીક્યારો ,, ૪–૦
બીડેલાં દ્વાર ,, ૩–૦
મેઘાણીની નવલિકાઓ ,, ખં. ૧ ૩–૦
,, ,, ,, ખં. ૨ ૩–૮
ડોશીમાની વાતો આ. ૭ ,, ૧–૪
સંસાર ,, ૦–૧૨
વેરાનમાં આવૃત્તિ ત્રીજી ,, ૨–૦
તેજ છાયા જયોત્સ્ના બ. ૧–૮
ધરતીનો અવતાર ઇ પેટલીકર ૨–૮
જનમટીપ આવૃત્તિ બીજી ,, ૩–૦
રૂપમતી ચુનીલાલ વ. શાહ ૪–૦
હૈયાની વાટ ,, ૪–૦
પ્રથમ પત્ની વર્ષ બક ૨–૮
બે પાંખો ફફડાવી ત. ભટ ૨–૦
પિપો ગોરી ફૂ. શ્રીધરાણી ૧–૦

કેળવણીની પગદંડી ના. ભટ્ટ 3-૮
નાનસેન મૂ. મો ભટ્ટ ૧-૪
પાદરના વીરપ જ. દલાલ ૨-૮
કદમ કદમ બઢાયે જા નિ વર્મા 3-૮
જ. પરમાર
ગાંધીજીના સાનિધ્યમાં પુ. બુચ ૧-૮
બાપુની છાયામાં ,, ૨-૦
ધોળી બિલાડી ગુ. બારોટ ૧-૦
તારકમ દિર જ ઓઝા ૦-૧૦
પતંગિયા રંગરંગી ન દેસાઈ ૦-૮
હનુપ મને સાંભરે છે ગિજુભાઈ ૦-૬
ચાતુરીની વાતો નિ વર્મા
જ. પરમાર ૧-૪
ચાહનવાઝની સગાથે ,, ૨-૦
ક્ષય અને દમમાં નૈસર્ગિક સારવાર
ભૂપતરાય મો દવે 3-૦
હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો
અનુ. ર એન્જિનીઅર ૧-૮
વિજ્ઞાનના વ્યાપક સ્વરૂપો 3-૦
પદ્મકાન્ત શાહ
કાયાકલ્પ ભા. ૧-૨ પ્રેમચંદજી ૪-૦

દષ્ટાંત કથાઓ નાન ભાઈ ભટ્ટ છપાય છે
ઇતિહાસ કથાઓ દર્શક ,,
આપણુ બાપરાષ્ટ્રચીન જી.ચા. 3-૦
ગોવાલણી અને બીજી વાતો મ ૨-૮
પરિભ્રમણ બી. આ ઝ. મેઘાણી 3-૮
બાપુના પારણા ઝ. મેઘાણી ૦-૧૨
બંદીઘર દર્શક 3-૦
મન્વંતર અનુ ર. મેઘાણી ૪-૮
તાણાવાણા ઈ. પેટલીકર ૨-૮
અવન્તીનાથ ચુ વ. શાહ છપાય છે
ગાંધીબાપુ ભા. ૧-૨ રા પાઠક ૯-૦
ભારતમાં અંગ્રેજી રાજ્ય
ભા. ૧ પંડિત સુંદરલાલજી ૯-૪
,, ભાગ ૨ ,, ૯-૪
વિશ્વદર્શન (૧૯૪૬-૪૭)
છોટાલાલ કામદાર ૧૦-૮
દવાનો છેલ્લો ઘુંટડો આ ત્રીજી
ભુપતરાય મો. દવે છપાય છે
કલાકારની સંસ્કારયાત્રા ર રાવલ ,,
કલાચિંતન ,, ,,
માનતા ઈશ્વર પેટલીકર ,,